Public Instruction, Bombay.

# ATI PINGAL,

OR

# OSODY.

BY

PATRÁM DÁYÁBHÁI.

OURTH EDITION.

6000 *Copies.*

*for copy-right under Government of ndia's Act XXV of* 1867.

BOMBAY.

NMENT CENTRAL BOOK DEPÔT.

1882.



*Price Two* ( 2 ) *Annas.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણી ખાતું.

# गूंजराती पिंगळ.

कवीश्वर दलपतराम डाह्याभाइए

બનાવ્યું.

આવૃત્તિ ચોથી.

૬૦૦૦ પ્રત.



મુંબઈ.

ગવર્નમેંટ સેંત્રલ બુક ડીપો.

સન ૧૮૮૨.



કીમત બે આના.

# અનુક્રમણિકા.



પૃષ્ઠ.

# ગૂજરાતી પિંગળ.

## સૂચના પ્રકરણ ૧.

### દોહરા.

પિંગળ પાઠ પઢ્યા વિના, કાવ્ય કરે કવિ કોય;
વળિ વ્યાકરણ વિના વદે, વાણી વિમળ ન હોય. ૧
કવિતા કહિયે કલ્પના, જન મન રંજન જાણ;
સરસ સરસ રસ શબ્દમાં, અર્થનિ રચના આણ. ૨
શબ્દનિ રચના સરસ તે, અધિક અધિક અનુપ્રાસ;
ઉપમા આદિક અર્થના, અલંકાર આભાસ. ૩
કોમળ લાગે કાનને, મન ઉપજે મીઠાશ;
જુક્તિ સરસ જે જાણિયે, કવિમાં નહીં કચાશ. ૪

### શબ્દાલંકાર વિષે.

શબ્દ અલંકૃતિ અધિક છે, ઉર ધર ધરી ઉમેદ;
ભાખે ભાષાના કવી, ભલા મુખ્ય ત્રણ ભેદ. ૫
'ઝડ' સ્વર અક્ષર આવૃત્તિ, 'ઝમક'[1] શબ્દની જાણ;
વરણ તણી આવૃત્તિ તે, 'વરણ સગાઈ' વખાણ. ૬

### ઝડનું ઉદાહરણ. મનહરછંદ[2].

સારી વાત ન્યારી કરી ધારી તેં નઠારી હૈયે,

---

૧ તેના તે શબ્દો ફરી આવે તે ઝમક જાણવો.

૨ કેટલાએક છંદોનાં નામ તેના ગુણને મળતા છે, જેમ કે કુંડળી વળે તે કુંડળીઆ. સર્પની ગતિપ્રમાણે બોલાય તે ભુજંગી. મોતીની માળા પરોવવાની ઢબપ્રમાણે બોલાય તે મોતીદામછંદ, ઇત્યાદિ. પણ મરહઠા છંદ, મદન ગ્રહા છંદ, વગેરે કેટલાએક છંદોના નામના અર્થ લખવા મુશકેલ છે. માટે સંસ્કૃત પિંગળ વ્રતરત્નાકર આદિક છે તેની ટીકા કરનારાઓએ પણ ઉષ્ણિક, અનુષ્ટુપ, બ્રહતિ આદિક છંદોના નામના અર્થ લખ્યા નથી, માટે મેં પણ લખ્યા નથી.

ઉકતિ ઉચ્ચારી શણગારીને ગરવની ;
ધરમ ન ધાર્યો કીધાં કરમ પરમ ક્રૂર,
ભરમમાં ભૂલ્યો તજી શરમ સરવની.
દોડે દ્રવ્યદીશ મળે વીશ તો ચાળીશ ચાહે,
ઇચ્છા અહોનીશ છે ખરવ નિખરવની ;
દીનની ન દાદ સુણે સ્વાદ જાણી વાદ વદે,
યાદ ભૂલ્યો મોતની પથારીના પરવની. ૭

## જમક અથવા યમકનું ઉદાહરણ.

વિચરી વિલાયતમાં લાયક વિલોક્યા લોક,
વિલોકયાં વિશાળ રિદ્ધિવાળાં વળી ગામને ;
મેળવ્યું વિશેષ જ્ઞાન મેળવ્યું વિશેષ માન,
મેળવ્યું વિશેષ દેશ હિતકારી કામને;
જાણીતો ન હતો પંથ જોઇને જાણીતો થયો,
જાણીતો થઇને કીધા જાણીતા તમામને ;
મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપતરામને. ૮
સંભારી સંભારી ભારી ભારી શુભકારી કામ,
સંભારી સંભારી થૈ આભારી એના નામને;
વખાણી વખાણી હર્ષ આણી રાય રાણી સુદ્ધાં,
વદશે સુવાણી શાણી જાણો એની હામને;
પર ઉપકારી કર્મકારી કષ્ટ નષ્ટકારી,
કહી નરનારી ધારી ધારી જોશે ધામને;
મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપતરામને. ૯

## વરણ સગાઇ અથવા અક્ષર સગાઇનું ઉદાહરણ.

છળ ભેદે છાની રીતે છોને લોક છેતરીને,
છેડે બાંધ્યું છે તે પાપ છોડયું કેમ છૂટશે ;
ફાવે તેમ ફંદ કરી ફોગટ તું ફૂલ્યો ફરે,

કંદી તારો ફેલફડો ફૂટદઈ ફૂટશે;
કહું કદી ક્રોડવાર કથન ન કાન ધરે,
કપટી કુટીલ સાથે કોણ માથું કૂટશે;
ખરે ખરો ખેલ આ તો ખેલવું ખાંડાની ધારે,
ખણી મૂળ ખાય કાળ ખાતાં ખાતાં ખૂટશે. ૧૦

## દોહરા.

અર્થ અલંકૃતિના અધિક, જાણો જૂદા ગ્રંથ;
શીખી સારો સમજજો, પ્રસિદ્ધ તેનો પંથ. ૧૧
તુરત તોળવા તાળ તો, પઢ ગુરૂ લઘુનો પાઠ;
તે સંકેતે સમજવા, ઓળખજે ગણ આઠ. ૧૨

## લઘુગુરૂ વિચાર.

હ્રસ્વ ઇ, ઉ, ને અકાર સ્વર, લઘુ અક્ષર લેખાય;
જોડાક્ષરથી જો પ્રથમ, થડકે તો ગુરૂ થાય. ૧૩
બાકી સ્વર બીજા બધા, ગુરૂસંજ્ઞાયે ગણાય;
પણ જાણો લઘુ જો સુખે, લઘુ જેવો બોલાય. ૧૪
વળિ જે સ્વર વ્યંજન વિષે, તોપણ ગુરૂ લઘુ તેમ;
ગુરૂની માત્રા બે ગણો, એકજ લઘુની એમ. ૧૫
ऽ। ऽ। ।। ।।।ऽ ।।ऽऽ। ।ऽ।
વક્ર ચિન્હ ગુરૂ વરણનું, લઘુની લીટિ લખાય;
લઘુ ગુરૂ લખિને નવ ગણો, ઉચ્ચારે * ઓળખાય. ૧૬

## આઠ ગણ વિષે.

મયરસ તજભન આઠ ગણ, અક્ષર ત્રણ ગણ એક;
કહું તેના આકાર તે, વાંચો રાખિ વિવેક. ૧૭
આદિ મધ્ય ને અંત્ય લઘુ, ય, ર, ત, નામ ગણ એહ;
ભ, જ, સ, એમ ગુરૂ ભાળિયે, ત્રણ ગુરૂ લઘુ મ, ન, તેહ. ૧૮

## છપો.

માતાજી તે મગણ, નગર તે નગણ પ્રમાણો;

* "ઓ" લઘુ છે.

ભોજન તે ભણુ ભગણુ, જગાત જગણુ ગણુ જાણો;
શમતા તે ગણુ સગણુ, યશસ્વી યગણુ ગણીજે;
રામજી ગણો રગણુ, તગણુ તાતાર ભણીજે;
એવી રીતે ગણુ આઠના, અચળ જુદા આકાર છે;
વળિ લકાર સંજ્ઞા લઘુ ગણો, ગુરૂનું ચિન્હ ગકાર છે. ૧૯

## અંકસંજ્ઞા. શિખરિણી છંદ.

શશી[1] ભૂમી એકે, ભુજ[2] નયન બે યુગ્મજ ભણો;
ત્રિ વૈન્હી[3] લોકો છે, ભુવન ગુણુ તે તો ત્રણ ગણો;
ચતુર્વેદો[4] મુક્તી, જુગ વરણુ તે ચાર સુજનો;

૧ આપણી પૃથ્વીને ચંદ્ર ૧ છે માટે શશી, ઇંદુ, ચંદ્ર વગેરે ચંદ્રનું નામ બતાવે તેનો અર્થ એકની સંજ્ઞા સમજવી. તેમજ આપણી પૃથ્વીનો ગોળો એક છે માટે પૃથ્વીનું હરેક નામ બતાવે તેથી પણ એકની સંજ્ઞા સમજવી.

૨ હાથ અને આંખો બબે છે માટે હસ્ત, કર, વગેરે હાથનાં નામ ઉપરથી તથા આંખના હરેક નામ ઉપરથી બેની સંજ્ઞા સમજવી. અને યુગ્મ એવું પણ સંસ્કૃતમાં બેનું નામ છે.

૩ અગ્નિ ત્રણ પ્રકારનો કહેવાયછે. આગ, વડવાનળ અથવા વીજળી, અને ખોરાક પચાવનાર જઠરાગ્નિ એ રીતે ત્રણ અગ્નિ છે માટે અગ્નિનાં હરેક નામ ઉપરથી ત્રણની સંજ્ઞા સમજવી. તેમજ સ્વર્ગ લોક, મૃત્યુ લોક, અને પાતાળ લોક એ રીતે લોક ત્રણ છે. માટે લોક ભુવન ત્રણ જાણવાં. અને ત્રી એવું પણ સંસ્કૃતમાં ત્રણનું નામ છે. અને ગુણ ત્રણ છે, સત્વગુણ, રજોગુણ અને તમોગુણ.

૪ ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ એ રીતે વેદ ચાર છે, માટે વેદ અથવા શ્રુતિ કહ્યાથી ચાર સમજવા. મુક્તિ—મોક્ષ ચાર પ્રકારનો છે. સાયુજ્ય મુક્તિ એટલે જેમ પાણીમાં પાણી ભળી જાય, તેમ પરમેશ્વરમાં ભળી જવું તે. બીજી સામીપ્ય મુક્તિ એટલે પરમેશ્વરની હજૂરમાં રહેવું તે. ત્રીજી સાલોક્ય મુક્તિ એટલે પરમેશ્વરના ધામમાં રહેવું તે. ચોથી સારૂપ્ય મુક્તિ એટલે પરમેશ્વરના જેવું રૂપ થવું તે. કૃતયુગ, ત્રેતાયુગ, દ્વાપર અને કલિયુગ એ રીતે યુગ ચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ રીતે વરણ ચાર છે.

શેરો ભૂતો પાંચે, ખટ ચૈકર શાસ્ત્રો દરશની. ૨૦

## ભુજંગી છંદ.

મુની સપ્ત સાતે વસૂ અષ્ટ આઠે,
નવે ખંડે ભકતી દશે દીશ પાઠે;
કહો રૂદ્ર એકાદશે ભાનુ બારે,

૧ કામદેવનાં બાણ પાંચ છે. માટે; બાણ-શર-તીર ઇત્યાદિ નામ ઉપરથી પાંચની સંજ્ઞા સમજવી. તે પાંચ બાણનાં નામ ૧ કમળ, ૨ અશોક આસોપાલવ, ૩ આંબાનો મોર, ૪ મોગરો, ૫ ઘેરા આસમાની રંગનું કમળ. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂત કહેવાયછે. માટે ભૂત કહેતાં પાંચની સંજ્ઞા સમજવી.

૨ શરીરમાં માંસનાં ચક્ર છ ઠેકાણે છે. (૧) પૂઠે. (૨) નાભિએ. (૩) છાતીએ. (૪) કંઠે. (૫) બે ભમરો વચ્ચે. (૬) તાળવે. માટે ચક્ર કહેવાથી છની સંજ્ઞા સમજવી. શાસ્ત્ર છ છે. (૧) ગૌતમ કૃતન્યાય. (૨) કણાદ કૃતન્યાય. (૩) પૂર્વમિમાંસા. (૪) વેદાંત શાસ્ત્ર. (૫) સાંખ્ય શાસ્ત્ર. (૬) યોગ શાસ્ત્ર. માટે શાસ્ત્ર કહે ત્યાં છની સંજ્ઞા સમજવી. દર્શન એટલે ધર્મના મોટાપંથ છ છે તેમાં કેટલાએક તો છ શાસ્ત્રના છ મત જુદા છે તેનેજ ખટ દર્શન કહેછે. અને કેટલાએક નીચે પ્રમાણે ગણેછે. જોગી-જંગમ ફકીર-સંન્યાસી-જૈન અને બ્રાહ્મણ એ છ. ખાવાના રસ ખાટો, ખારો, કડવો, મીઠો, તીખો, અને તુરો એવા છ છે માટે રસ કહેતાં પણ છ સમજવા.

૩ મુખ્ય મુની એટલે ઋષિ સાત છે. (૧) ગૌતમ. (૨) વિશ્વામિત્ર. (૩) ભારદ્વાજ. (૪) વશિષ્ટ. (૫) કશ્યપ. (૬) અત્રિ. (૭) જમદગ્નિ. માટે ઋષિ અથવા મુની કહેવાથી સાત સમજવા. અને સપ્ત એવું પણ સંસ્કૃતમાં સાતનું નામ છે.

૪ વસુ એ નામના આઠ દેવ છે, માટે વસુ કહેવાથી આઠની સંજ્ઞા સમજવી. અને અષ્ટ એવું સંસ્કૃતમાં આઠનું નામ છે.

૫ જંબુદ્વીપના નવખંડ છે તેનાં નામ (૧) ઇલાવૃત્ત. (૨) કેતુમાળ. (૩) હિરણ્ય. (૪) કુરૂ. (૫) રમ્ય. (૬) ભદ્રાશ્વ. (૭) ભરત. (૮) કિન્નર. (૯) હરિવર્ષ. માટે ખંડ કહેતાં નવ સમજવા. ભક્તિ નવ પ્રકારની છે. તેની વિગત :—

૧ ગુણ સાંભળવા. ૨ ગુણ કહેવા. ૩ સ્મરણ કરવું. ૪ પગ ચાંપવા. ૫ પૂજાકરવી. ૬ નમસ્કાર કરવો. ૭ દાસપણું કરવું. ૮ મિત્રતા કરવી. ૯ પોતાનો આત્મા અર્પણ કરવો. માટે ભક્તિ કહેતાં નવ સમજવા.

૬ દિશાઓ દશ છે. ૪ દિશાઓ. ૪ ઉપદિશાઓ—ખૂણા : અને આકાશ તથા પાતાળ માટે દિશા કહે ત્યાં દસની સંજ્ઞા સમજવી.

૭ રૂદ્ર કહેતાં શિવ ૧૧ છે.

૮ સૂર્ય બાર છે. ગુણભેદે કરીને પ્રત્યેક મહિનાના સૂર્યનું નામ જુદું છે.

પછી યક્ષ[1] છે રત્ન[2] ચૌદ વિચારે. ૨૧
તિથી[3] તે પછી સોળ શૃંગાર[4] જાણો,
પછી અંકની તો ગતી વામ[5] આણો ;
મુંની ભૂમિ અષ્ટાદશે જેમ માનો,
અઢારે પુરાણો[6] કહ્યાથી પિછાનો. ૨૨

## દોહરા.

છે એ વિધિના છંદ તે, ભણવા જો મન મેળ ;
વરણ મેળમાં વરણ ગણ, માત્રા માત્રા મેળ. ૨૩
ચતુર્થાંશ તે ચરણ પદ, જતિ પદમાં વિશ્રામ ;
મત્તા[7] મત્ત કળા કળો, તે માત્રાનાં નામ. ૨૪

---

૧ યક્ષ શિવના ચાકર કુબેર ભંડારી વગેરે તેર છે માટે યક્ષ કહેવાથી ૧૩ સમજવા.

૨ સમુદ્રમાંથી નીકળેલાં રત્ન ચૌદ છે તેની વિગત જે (૧) લક્ષ્મી. (૨) કૌસ્તુભમણિ. (૩) પારિજાતક નામના ફૂલનું ઝાડ. (૪) એક જાતનો દારૂ. (૫) ધન્વંતરી વૈદ. (૬) ચંદ્રમા. (૭) કામદુધા ગાય. (૮) ઈંદ્રનો ઘોડો. (૯) અપ્સરા. (૧૦) સૂર્યનો ઘોડો. (૧૧) અમૃત. (૧૨) સારંગ નામનું ધનુષ્ય. (૧૩) શંખ. (૧૪) હળાહળ વિષ. માટે રત્ન કહેવાથી ૧૪ ની સંજ્ઞા સમજવી.

૩ તિથિ કહેતાં ૧૫ સમજવા.

૪ શૃંગાર સોળ પ્રકારના છે. તેની વિગત જે (૧) પીઠીચોળીને નહાવું. (૨) સાફ લૂગડાં. (૩) પગે હાથે અળતો અથવા મેંદી લગાડે છે તે. (૪) ચોટલો ગૂંથવો. (૫) ચંદન કસ્તૂરી વિગેરેનું લેપન. (૬) ઘરેણાં પહેરવાં. (૭) મુખવાસ. (૮) સ્નેહ અથવા સારો રાગ ગાતાં આવડે. (૯) આંખનું કાજળ. (૧૦) વાંકીનજરે જોવું. (૧૧) મધુર ભાષણ. (૧૨) મંદ હસવું. (૧૩) ચિત્તને વિષે ચતુરાઈ. (૧૪) ચાલવાની છટા. (૧૫) પતિવ્રતાપણું. (૧૬) ક્રીડા કરવી. એ રીતે સોળ શૃંગાર રસિકપ્રિયામાં લખ્યા છે.

૫ એકમ કરતાં વધારેની સંખ્યાને સમજવાની રીત એ છે કે સંજ્ઞિક સંખ્યા કવિતામાં આવી હોય તેને ડાબી તરફ ગણવી. જેમ 'મુંનિ' 'ભૂમિ' હોય તો ૧૭ થાય.

૬ પુરાણ કહેતાં ૧૮ કેમકે પુરાણ અઢાર છે. તેની વિગત :—

૧ બ્રહ્મ પુરાણ. ૨ પદ્મ પુરાણ. ૩ વિષ્ણુ પુરાણ. ૪ શિવ પુરાણ. ૫ લિંગ પુરાણ. ૬ ગરૂડ પુરાણ. ૭ નારદીય પુરાણ. ૮ ભાગવત પુરાણ. ૯ અગ્નિ પુરાણ. ૧૦ સ્કંદ પુરાણ. ૧૧ ભવિષ્ય પુરાણ. ૧૨ બ્રહ્મવૈવર્ત પુરાણ. ૧૩ માર્કંડેય પુરાણ. ૧૪ વામન પુરાણ. ૧૫ વારાહ પુરાણ. ૧૬ મત્સ્ય પુરાણ. ૧૭ કૂર્મ પુરાણ. ૧૮ બ્રહ્માંડ પુરાણ,

૭ મત્તા, મત્ત, કળા, ને કળ એ ચાર માત્રાનાં નામ છે.

સમપદ ચારે સમપદો, અર્ધ અર્ધ સમ તેહ ;
વધે ઘટે તે વિષમપદ, ત્રણ છે છંદ તરેહ. ૨૫
વરણ મેળ તો વરણ ગણિ, રચતાં રહે ન વહેમ ;
મન ધરિ માત્રા મેળમાં, તાળ ધરો કહુ તેમ. ૨૬
તાળેનિ કળ ને પાછલી, મળે ન તૂટે તાળ ;
આવિ મળે જો આગલી, તાળ તુટે તતકાળ. ૨૭
તાળ લગારક તૂટતાં, ગણે ન ગુણિજન દોષ ;
લાગે કવિતા લંગડી, તો શુણિ નહિ સંતોષ. ૨૮

# પ્રકરણ ૨ જું.

## માત્રામેળ છંદ.

### ૧. ગમક છંદ. માત્રા ૫. તાળ ૧.

કળબાણ, પદજાણ, તે ગમક, પદ સમક. ૧
ત્રીજીજ, કળકીજ, ત્યાં તાળ, સંભાળ. ૨
લઘુ અંત, ગુણવંત, સજ છંદ, તજ ફંદ. ૩

### ઉપદેશ વિષે.

રટ રામ, સુખધામ, દુખ જાય, સુખ થાય. ૪
શુભ વાત, શુણ ભ્રાત, ધર હામ, કર કામ. ૫
વિશ્રામ, આ ઠામ, નથિ અચળ, છે સચળ. ૬
દિન એક, દુખ છેક, પડશેજ, નડશેજ. ૭
શિદ પાપ, કર આપ, કર ભક્તિ, છે શક્તિ. ૮

---

૧ સમપદ છંદમાં બે પદને છેડે પ્રાસ મળતા આવે, અને અર્ધ સમપદમાં એટલે દોહરા વગેરેમાં અર્ધ ભાગે અને અંતે બે ઠેકાણે પ્રાસ મળેછે, પણ સોરઠામાં વચ્ચેજ બે ઠેકાણે પ્રાસ મળેછે. વિષમ પદમાં પણ અર્ધ સમની પેઠે પ્રાસ મળેછે.

૨ જેટલામી માત્રા ઉપર તાળ કર્યો હોય તે માત્રા અને તે પછીની માત્રા મળીને ગુરૂ થાય તો તાળ તૂટે નહિ. જેમકે પાંચમી માત્રા ઉપર તાળ કર્યો હોય તો પાંચમીને છઠ્ઠી મળીને ગુરૂ થાય તો તાળ તૂટે નહિ, પણ પાંચમી માત્રાથી અગાઉની માત્રા એટલે પાંચમીને ચોથી મળીને ગુરૂ થાય તો તાળ તૂટે.

જ્યાં મરિશં, શું કરિશ, ક્યમ તરિશ, દિલ ડરિશ. ૯
જઈ નરક, થઈ ગરક, વશિ રહિશ, ક્યાં કહિશ. ૧૦
કર આજ, શુભ કાજ, ઊગરિશ, ભવ તરિશ. ૧૧
ઉર ધાર, આ વાર, કહે સત્ય, દલપત્ત. ૧૨

## ૨. વામછંદ. માત્રા ૬. તાળ ૨.

છકળ કરણ, ચરણ ચરણ, સરસ નામ, છંદ વામ. ૧૩
એક ચાર, જ્યાં ઉચાર, ત્યાંથિ તાળ, તું ન ટાળ. ૧૪
ત્રણ છ ઠાર, ગુરૂ ન ધાર, એ વિચાર, ઉર ઉતાર. ૧૫
વળિ વિચાર, કર ગમાર, રંક રાય, કાળ ખાય. ૧૬
તું કુપાત્ર, કોણ માત્ર, ગર્વ છોડ, વિનય જોડ. ૧૭
ન કર ક્રોધ, તજ વિરોધ, અકળદેવ એક સેવ. ૧૮
અવર જૂઠ, છોડ મૂઠ, સત્ય વાત, સમજ ભ્રાત. ૧૯

## ૩. કંતાછંદ. માત્રા ૭. તાળ ૨.

મુનિ કળવંત, ગુરૂલઘુ અંત, કંતાછંદ, છે સુખકંદ. ૨૦
પૃથ્વી પાંચ, જ્યાં કળ વાંચ, ત્યાં ધર તાળ, ભણિ સંભાળ. ૨૧
શુણરે મૂઢ, શિક્ષા ગૂઢ, દિલમાં દ્વેષ, લઈશ ન લેશ. ૨૨
સગા સમાન, સઉને માન, દયા અપાર, દિલમાં ધાર. ૨૩
વારંવાર, કર ઉપકાર, પરહર પાપ, થા શુધ આપ. ૨૪
દિલથી દેવ, તો તતએવ, તજશે રીશ, શ્રીજગદીશ. ૨૫

## ૪. મધુભાર છંદ. માત્રા ૮ તાળ ૨.

કળ આઠ આણ, મધુભાર જાણ, ગુલ અંત હોય, સંશય ન કોય. ૨૬
ત્રીજી છઠીજ, માત્રા રહીજ, ત્યાં તાળ દીજ, લઘુ પંચમીજ. ૨૭
સાંભળ સુજાણ, આળસ ન આણ, ઉદ્યમ વિશેષ, આદર હમેશ. ૨૮
ટળશેજ દુઃખ, મળશેજ સૂખ, ફળશે ઉદ્યોગ, બળશે કુરોગ. ૨૯

## ૫. દીપકછંદ. માત્રા ૧૦. તાળ ૨.

દશ માત્રિકા દેખ, ગુલ અંત ગણિ લેખ,
દીપક નકી નામ, છે છંદ સુખ ધામ. ૩૦

ત્રીજી અને આઠ, ત્યાં તાળનો ઠાઠ ;
પણ પાંચમી માત્ર, તે લઘુ તણું પાત્ર. ૩૧
જે હિંદુનો દેશ, બહુ સર્વથી બેશ ;
છે ભલભલા ભાગ, બળવંતનો બાગ. ૩૨
ઉપમા ઘટે એહ, દિલ ન કર સંદેહ ;
જળ સિંચિયે જોય, ફળ ફૂલ બહુ હોય. ૩૩
પણ પદમણી કોય, વ્યંડળ વરી હોય ;
પ્રસવે ન સંતાન, છે એજ અનુમાન. ૩૪
નિર ઉદ્યમી નાથ, પડિ પૃથ્વિ તે હાથ ;
અતિ મેઘ અનુકૂળ, પણ ધૂળની ધૂળ. ૩૫

## ૬. આભીરછંદ. માત્રા ૧૧. તાળ ૩.

પદ માત્રા અગ્યાર, આભીર છંદ વિચાર ;
જેતરૂ ગુરુ સંભાળ, ભૂશર ભકતી તાળ. ૩૬
ઉદ્યમ દિશે અનેક, અતિ ઉત્તમ તો એક ;
ખેતી સૌને માથ, પડિ પશુ જનને હાથ. ૩૭
વિદ્યા વિના સદાય, નર શ્રમ નિષ્ફળ જાય ;
રે, લાવો આ વાર, વિલાયતી હથિઆર. ૩૮
વાવો કરી વિચાર, પાકે જેમ અપાર ;
જેથી જીવે ગામ, ક્યાં મૂરખનું કામ. ૩૯
વડી અકલની વાત, ખેતી છે પ્રખ્યાત ;
વાંચો પુસ્તક માંહિ, વળતી બોલો આંહિ. ૪૦

## ૭. તુરગછંદ. માત્રા ૧૨. તાળ ૩.

જુગ જુગ જુગ કળ ધરિયે, જગણ ન જતિમાં કરિયે ;
પ્રતિ જતિ પ્રથમજ તાળે, તે વૃત તુરગ રૂપાળે. ૪૧
ઉદ્યમને આ ટાણે, જન મન સ્વારથ જાણે ;
અઘ છે અધિકું એમાં, તત્વ કશું નથિ તેમાં. ૪૨
વાતો એવી વાળા, નર મેં બહુજ નિહાળ્યા ;
અંતર અધિક ઉદાસી, કામ કરે ન તપાસી. ૪૩
જાણે પાપ કરેછું, પ્રભુનો ચોર ઠરેછું ;
ભવમાં પેટજ ભરવા, કર લીધી કૃષિ કરવા. ૪૪

નહિતો તજિ આ આળા, માંડ્ત કરમાં માળા;
એવો વે'મ નઠારો, ન થયો તેથિ સુધારો. ૪૫

## ૮. જળતરણછંદ. માત્રા ૧૩. તાળ ૩.

તેર માત્રાનું પદ બંધ, જાણજે જળતરણ છંદ;
પાંચ પાંચેજ વિશ્રામ, ગુરૂ લઘૂ અંતને ઠામ. ૪૬
એક આટ રૂદ્ર ત્યાં તાળ, જતિથકી જગણ તો ટાળ;
છે ઘણો સરસ તે છંદ, ઉચરતાં થાય આનંદ. ૪૭
એવું તો આદરો કામ, રીઝશે જે થકી રામ;
અધિક ઉપજાવિયે અન્ન, જેથિ જીવે ઘણા જન. ૪૮
ધાન ઉપજાવિયે થોક, લાભ બહુ લે બધા લોક;
કોટિ કલ્યાણનું કામ, ઉર વિષે સમજવું આમ. ૪૯
એકલો સ્વાર્થ નહિ એહ, તત્વ છે ધર્મ પણ તેહ;
આદરે જે ન ઉદ્યોગ, જાણજે નરકના જોગ. ૫૦
પ્રૌઢ એણે કિધું પાપ, શિર ધરે દેવનો શાપ;
ઉદ્યમે થાય ઉપકાર, ઉદ્યમી જગત આધાર. ૫૧

## ૯. હાકળીછંદ. માત્રા ૧૪. તાળ ૪.

જુગ જુગ જુગ કળ ગુરૂ અંતે, હાકળિછંદ કહ્યો સંતે;
પ્રથમ પછી ચ્યારે ચ્યારે, તાળ ધરે ન જગણ ધારે. ૫૨
નારી ગુણકા જ્યાં નાચે, રૂડા નર નહિ ત્યાં રાચે;
એવિ સભાથિ રહો અળગા, વિદ્વત થઈ ન રહો વળગ્યા. ૫૩
જૂથ મળે ત્યાં જે નરનાં, તે નર તેનિ બરાબરના;
ગુણકામાં ગુણ દુષ્ટ રહે, તનનનતા થૈ તાન લહે. ૫૪
થનગન થનગન નાચ કરે, ધીરજ ને ધન ધર્મ હરે;
જો ભાવે ભગવાન ભજો, તો તે સોબત સદ્ય તજો. ૫૫

## ૧૦. ગજળછંદ. માત્રા ૧૪. તાળ ૪.

લોક કળા જગણ મત ચાર, ગુરૂલઘુ અંત ગજળ વિચાર;
ભૂશર આઠમી કળ બાર, તે પર તાળ તો નિરધાર. ૫૬
જે નર હોય ચતુર સુજાણ, એ ન કરેજ આપ વખાણ;
આપ વખાણ જો ઉચરાય, સ્નેહ વિનાશ શોભા જાય. ૫૭

જો વરષાદ વરસ્યો હોય, વાટ જનાર કહેશે કોય;
સૂરજ ઊગશે આકાશ, કેમ રહેજ ગુપ્ત પ્રકાશ. ૫૮
વિશ્વ વિષેજ સાચી વાત, પ્રગટ થતાં થશે પ્રખ્યાત;
જો મત આ બરાબર જાણ, તો તજ આપ આપ વખાણ. ૫૯

## ૧૧. ઉધોરછંદ. માત્રા ૧૪. તાળ ૬.

માત્રા ચૌદનું પદમાન, ગુલ અંતે ઉધોર પ્રમાન;
તાળે એક ત્રણ શર આઠ, દશ દ્વાદશ ઊપર પણ પાઠ. ૬૦

## મનને શીખામણ વિષે.

મન તું મૂર્ખ આળા મેલ, ખટપટ ખેલમાં શિદ ખેલ;
ધર તું ધરણિધરનું ધ્યાન, મન તું મારિ શિક્ષા માન. ૬૧
ઘડવા મેલ અઘટિત ઘાટ, વિચર સદૈવ સારી વાટ;
ગુણ ગોવિંદના કર ગાન, મન તું મારિ શિક્ષા માન. ૬૨
ભટક્યો ભવ વિષે બહુ ભાત, લંપટ ખાધિ તેં ઘણિ લાત;
ફરિને કરિશ નહિ તોફાન, મન તું મારિ શિક્ષા માન. ૬૩
લાખો તેં કિધા અભિલાખ, રહિ તુજ હાથમાં તો રાખ;
કહું તે કથન ધરને કાન, મન તું મારિ શિક્ષા માન. ૬૪
સજ તું સૃષ્ટિપતિથી સ્નેહ, તજ તું તર્ક જુલમી જેહ;
ભજ તું ભાવથી ભગવાન, મન તું મારિ શિક્ષા માન. ૬૫
અગણિત કર ભલે ઊપાય, ધાર્યું ધરણિધરનું થાય;
ગુણિયલ થઈ સમજ શુભજ્ઞાન, મન તું મારિ શિક્ષા માન. ૬૬
વીત્યાં વર્ષલેખિ વિચાર, વિતતાં કાંઇ ન લાગી વાર;
અવસર આવશે અવસાન, મન તું મારિ શિક્ષા માન. ૬૭
ભ્રમણામાં ભમ્યો ભરપૂર[૧] આશા અધિક આણી ઊર;
ન સર્યો અર્થ વ્યર્થ નિદાન, મન તું મારિ શિક્ષા માન. ૬૮
કદિ તેં મેળવ્યું ધન ક્રોડ, જીત્યો જગેત શેઠનિ જોડ;
સાચું અંતતો સમશાન, મન તું મારિ શિક્ષા માન. ૬૯
લીધો લેશ તેં નહિ લાભ, દુખના ઊગિયા શિર દાભ;
જો તુજને થયું બહુ જાન, મન તું મારિ શિક્ષા માન. ૭૦
હજિ તો બાજિ છે તુજ હાથ, સમજી શોધ સારો સાથ;

---

૧ મુર્શિદાબાદમાં છે.

ત્રીકમ સાથ જોડી તાન, મન તું મારિ શિક્ષા માન. ૭૧
મેલી માન મટ ઉનમત્ત, દીક્ષા દે ભલી દલપત્ત;
પ્રીતે કર હરીરસ પાન, મન તું મારિ શિક્ષા માન. ૭૨

### ૧૨. જેકરીછંદ. માત્રા ૧૫. તાળ ૪.

પ્રતિપદ માત્રા પંદર ધરી, જુગતે છંદ કરો જેકરી;
તાળ પ્રથમ શ્રુતિ શ્રુતિયે ધરો, અંતે લઘુ ગુરૂ અક્ષર કરો. ૭૩

### ૧૩. ચોપાઈ. માત્રા ૧૫. તાળ ૪.

જે કરિ છંદ બરાબર જોય, અંતે ગુરૂ લઘુ અક્ષર હોય;
તે તો છંદ તણું આ ઠામ, ચતુર કહે ચોપાઈ નામ. ૭૪

### ૧૪. ચરણાકુળ છંદ. માત્રા ૧૬. તાળ ૪.

ચરણ ચરણમાં માત્રા સોળે, તાળ ધરો ચોપાઈ તોલે;
છે ગુરૂ બે જો છેવટ ઠામે, છંદ નકી ચરણાકુળ નામે. ૭૫

### ૧૫. અલકછંદ. માત્રા ૧૬. તાળ ૪.

ચરણાકુળ સમપદ પરિપૂરણ, છંદ અલક ચિત દુખહર ચૂરણ;
પ્રતિપદ અંતે બે લઘુ અક્ષર, નહિ સમજે જન જેહ નિરક્ષર. ૭૬
ચોપાઈ, જેકરિ, ને ચરણાકુળ, અલકસહિત એ ચારેને મૂળ;
વૃત ચોપાઈ લખે સાધારણ, તાળ બરાબર છે તે કારણ. ૭૭
જે અભિમાન ધરે અતિઅંતર, તે નર નિંદિત થાય નિરંતર;
વિનય સહિત ઉચરે સુખદાયક, તે સનમાન લહે સુખદાયક. ૭૮
નમે ઘડો પામે જળ નિર્મળ, જો ન નમે તો તે ન લહે જળ;
એમ વિચાર અપાર કરો ઉર, મિત્ર રહો અભિમાનથકી દુર. ૭૯

### ૧૬. પદ્ધરીછંદ. માત્રા ૧૬. તાળ ૪.

પ્રતિચરણ સોળ માત્રા પ્રમાણ, તે ચરણ અંત તો જગણ આણ;
ત્રણ અટ અગ્યાર રત્નેજ તાળ, પદ્ધરીછંદનો એજ ઢાળ. ૮૦
ભજ ભાવ રાખિ ભગવાન નામ, સૌ થાય સહુ તો સફળ કામ;
દિલ શુદ્ધ રાખિ જો થાય દાસ, પ્રભુ દૂર છે ન છે સર્વ પાસ. ૮૧
તું જીવ સર્વને મિત્ર જાણ, પૂરણ પ્રકાશથી પ્રેમ આણ;
ભિતરથિ તોડજે વેરભાવ, તજ દ્વેષ કલેશકારી બનાવ. ૮૨

### ૧૭. પ્લવંગમછંદ. માત્રા ૨૧. તાળ ૫.

માત્રા પ્રતિપદ એક, અને વિશ આણિયે ;
એકાદશ દશ ઉપર, જરૂર જતિ જાણિયે ;
એક ઉપર પછી ચતુર, ચતુર પર તાળ છે ;
આદિ ગુરૂ ગુરૂ અંત, પ્લવંગમ ચાલ છે. ૮૩

છત્રે થાતી છાંય, છડીધર છાજતા ;
હાથી હોદામાંય, રસીક બિરાજતા ;
આયુષ રિદ્ધિ અનેક, ભરેલી ભાગ્યમાં ;
એ સૂતા દિન એક, ઉછળતી આગ્યમાં. ૮૪

ભોગવતા ઉપભોગ, મહાં સુખ માણતા ;
જોતાં જોગ્ય અજોગ્ય, જરી નહિ જાણતા ;
કીધા દામ કરોડ, ખજાને ખાણુમાં ;
સૂતા તાણી સોડ, મસીદ મશાણુમાં. ૮૫

ચંદ્રપુરી અનુસાર, નગરિયો નોખમાં ;
કોટીધ્વજ સાહુકાર, ગરજતા ગોખમાં ;
સુંદરિયો ગુણસાર, મહા ગુણ મરદમાં ;
કો જાણે કઈઠાર, ગઈ મળિ ગરદમાં. ૮૬

માટે મારા મિત્ર, વિચારો વાતરે ;
પાપી મટી પવિત્ર, ભલા થઈ ભ્રાતરે ;
જીવનનું ફળ જાણિ, ભજો ભગવાનરે ;
અંતરપ્રીતી આણિ, ધરો નિત્ય ધ્યાનરે. ૮૭

### ૧૮. મહીદીપછંદ. માત્રા ૨૨. તાળ ૪.

બાવિશ કળ સકળ અંત, જુગલ દીર્ઘ દીજે ;
જતિ નવત્રિ જાણિ છંદ, મહીદીપ કીજે ;
પ્રથમ ઉપર ખટખટપર, તાળ સરસ તેમાં ;
શુણતાં પદ સરસ દિસે, જુકિત સરસ જેમાં. ૮૮

શ્યામ ચરણ સ્મરણ, મિત્ર સરસ રીત સાચી ;
તેવિના ત્રિલોક મધ્ય, ક્રોડ વાત કાચી ;
હસ્ત ચરણ કરણ નાક, તે કૃપાળ કીધું ;
નેત્ર વદન દંત આપિ, જ્ઞાન દાન દીધું. ૮૯

ખાન પાન ચાજ ખૂબ, એજ આજ આપે ;
ભૂખ તરશ ઠંડ તાપ, કષ્ટ સર્વ કાપે ;
તે તને ઘડીક એક, એક યાદ આણે ;
તું અભાગિ દુષ્ટ, ઈષ્ટદેવને ન જાણે. ૯૦
જો વિચારિ જીવ જન્મ, પામિને શું પામ્યો ;
ભક્તિની ન જુક્તિ જાણી, પાપ કાંપ જામ્યો ;
છે હજી ઉપાય થાય, તો ઘણુંજ સારૂં ;
જે ઘડીક જાય ઓછું, થાય આયુ તારૂં. ૯૧

**૧૯. હીરછંદ. માત્રા ૨૩. તાળ ૮.**

ત્રેવિશ કળ, લાવિ સકળ, મિત્ર પ્રબળ, પ્રેમથી ;
આદિ ઉપર, ત્રણત્રણ પર, તાળ તું ધર નેમથી ;
શાસ્ત્ર અંત, શાસ્ત્ર અંત, વિરતિવંત, તોય તે ;
આદિ દીર્ઘ, અંત રગણ, હીરછંદ હોય તે. ૯૨
વિશ્વપાળ, ધીવિશાળ, છો દયાળ, દેવરે ;
શોક હારિ, સૌથિ સારિ, છે તમારી ટેવરે ;
જ્ઞાન અર્ક, સર્વહરક, દુઃખનરક ખાણિનાં ;
આપ ચરણ, તાપ હરણ, પાપહરણ પ્રાણિનાં. ૯૩
શુદ્ધ જ્ઞાનનો નિધાન, તું સમાન તુંજ છે ;
જે ઉદેજ સર્વ એજ, તૂજ તેજ પુંજ છે ;
હું અજાણ શા પ્રમાણ, લઉ વખાણ વાણિનાં ;
આપ ચરણ તાપ હરણ, પાપહરણ પ્રાણિનાં. ૯૪
જાણિં દાસ, તોડિ ત્રાસ, રાખ પાસ રીઝિને ;
સાંજપ્રાત તો ન તાત, બોલુ વાત બીજિને ;
થા સહાય કષ્ટ જાય, રંકરાય રાણિનાં ;
આપ ચરણ તાપ હરણ, પાપહરણ પ્રાણિનાં. ૯૫

**૨૦. કાવ્યછંદ અથવા રોળાછંદ. માત્રા ૨૪. તાળ ૬.**

અર્દ્ધ ચરણ અગિયાર, તથા પછિ તેર કળાનું ;
પ્રથમ પછી પ્રતિચાર, કળાપર તાળ ભલાનું ;
જગણ ન હોય જરૂર, તમામ તપાસો તાળો ;
કાવ્યછંદ કરિઊર, તિમિર અણસમજણ ટાળો. ૯૬

જન્મ મરણ દુખ્ખહરણ, ચરણ શ્રીહરિનાં સેવો ;
એ પ્રભુ અભરાભરણ, તરણ તારણ છે તેવો ;
કષ્ટહરણ સુખ્ખકરણ, ધરણ ધરણી ધીમંતો ;
સુખ્ખનિધિ અશરણશરણ, વરણ ઉજવળ ગુણવંતો. ૯૭

## ૨૧. હરિગીતછંદ. માત્રા ૨૮. તાળ ૮.

કળ સકળ અઠ્ઠાવીશમાં, ધર રેગણ છેવટ રીત છે ;
શણગાર રવિએ વિરતિતો, મનહરણ તે હરિગીત છે ;
ત્રીજી ઉપર પછિ ત્રણ ચતુરપર, એમ આઠે તાળ છે ;
તે તાળમાં જે જગણ તો, ન કહીશ છંદ રસાળ છે. ૯૮
તજરે તું કપટી કપટ ઝટ, વળિ લપટ થા શુભ લક્ષમાં ;
દિન ચાર પછી એશિશ ચપટ, જઈ પાપકેરા પક્ષમાં ;
નમિ હાથ જોડી નાથને, શુભ સાથમાં સંચર સદા ;
બ્રહ્માંડ નાવે બાથમાં, કરવી ન તૃષ્ણા તે કદા. ૯૯
શુણિ શ્રવણ ધારી, શીખ્ખ સારી, લાભકારી લેખજે ;
તો અંત તારી મોક્ષબારી, દુઃખ્ખહારિ દેખજે ;
તજિ જૂઠ જારી, પુરૂષ નારી, ચિત્ત વિચારી ચાલજે ;
ભય જાય ભારી થાય યારી, હીતકારી હાલજે. ૧૦૦

## ૨૨. ચોપાયાછંદ. માત્રા ૨૮. તાળ ૭.

પ્રથમ અરધમાં સોળ કળા કરિ, ઊપર બારે આણો ;
તાળ પ્રથમ પછિ શ્રુતિ શ્રુતિ ઉપર, જે ચોપાયા જાણો ;
અંતે તો ગુરૂ અક્ષર આણી, ચરણ રચો શુભ ચારે ;
એ ચરણે પણ કોઈ બોલેછે, હશે શુણેલ હજારે. ૧૦૧
પાડોશણને આટો[1] આપો, ઘરનાં ચાટે ઘંટી ;
છોકરડાં તો છાશ પિયેને, બાવો માગે બંટી.
સ્વારથિયા છે એવા સગળા, જીવતણી નહિ જાણે ;
પર્વત જેવી પરની પીડા, અંતરમાં નહિ આણે. ૧૦૨

## ૨૩ મરાહઠાછંદ. માત્રા ૨૯. તાળ ૭.

માત્રા દશ આઠે, ધરજતિ પાઠે, ઉપર કળા અગિયાર ;

---

૧ છેલ્લે 'રગણ' ને બદલે ત્રણ લઘુ આણી એક ગુરૂ કરે તોપણ ચાલે.

મરહઠ્ઠા નામે, કવિતા કામે, છંદ બનાવો સાર ;
છે ગુરૂ લઘુ છેલો, એમજ મેલો, એલો લાવી ખાંત ;
તજિ બે ચરચારે, તાળજ ધારે, ત્યારે થાય નિરાંત. ૧૦૩
કૂવો કે ખડિયો, જેને જડિયો, ભારે તેનાં ભાગ્ય ;
તે વર્ષ સુગાળે, કે દુષકાળે, ભાળે નહિ દુર્ભાગ્ય ;
કાગળ કૂવેતર, ખાસું ખેતર, તેતર તીડ નખાય ;
લેખણ હળ હાંકે, પૂરણ પાકે, થાકે ખાતાં ખાય. ૧૦૪

## ૨૪. રૂચિરાછંદ. માત્રા ૩૦. તાળ ૮.

ચરણ ચરણમાં ત્રીશે માત્રા, અંતે તો ગુરૂ એક કરો ;
આઠે આઠે પઢતાં પાઠે, વળિ થોડો વિશ્રામ ધરો ;
એક ઉપર પછિ ચારે, ચારે, તાળ સરસ લાવો તેમાં ;
રૂચિરા નામે છંદ રૂપાળો, અલ્પ નથી સંશય એમાં. ૧૦૫
બાળાપણમાં, બૂઢાપણમાં, ડાપણમાં દંડેલ થયો ;
પરઉપકારી કામ ન કીધું, જોતાં જોતાં જન્મ ગયો ;
સજ્જનનો તેં સંગ ન કીધો, રોઝ રખડતો રોજ રહ્યો ;
અંધો થઇને ધંધે ધાયો, વેઠ ઉપાડી ભાર વહ્યો. ૧૦૬

## ૨૫. સવૈયાછંદ. માત્રા ૩૧—૩૨. તાળ ૮.

સજ્જન કવિજો કરો સવૈયા, હૈયામાં ધરિ હેત અનંત ;
માત્રા એકત્રીશ ચરણમાં, સોળે તો વિશ્રામ વસંત ;
બત્રીશા પણ બીજિ તરેના, રૂચિરા તુલ્યે તાળ રહંત ;
એકત્રીશે અંતે ગુરૂ લઘુ, બત્રીશામાં બે ગુરૂ અંત. ૧૦૭
તેજ ભણ્યો નર તેજ ગણ્યો જે, સદ્ગુણ શીખિ તજે તોફાન ;
ભણતર ગણતર પાર ગયો પણ, જો ન થયો નર જે ગુણવાન ;
મૂરખ જેવો મૂરખ તે, સમજો ન કદી સુધરેલ સમાન ;
પોપટ વેણ વિચિત્ર પઢે પણ, દે નહિ માનવિ કન્યાદાન. ૧૦૮

## સવૈયા બત્રીશાનું ઉદાહરણ.

જો સંસાર સુખે સુધરે તો, જોગિ બની જાયે કુણ બાબૂ ;
તિર્થ પિતા માતા તજિ કોણ, ચડે ગિરનાર સિધાચળ આબૂ ;
જો મન શુદ્ધ, પઢો ન પઢો પછિ, વેદપુરાણ કુરાન કિતાબૂ ;

પાણિ થકી જો શુદ્ધ થયું પટ, શામાટે ઘસિયે લઈ સાબૂ. ૧૦૯

## ૧૬. લીલાવતીછંદ. માત્રા ૩૨. તાળ ૮.

માત્રા બત્રીશે ચરણ ચરણમાં, અંતે તો ગુરૂ બે આણો ;
લીલાવતિ નામે છંદ બનાવો, જતિ દશ આઠ ઉપર જાણો ;
ત્રિજિ કળપર તાળ પછી શ્રુતિ શ્રુતિપર, તેજ રિતે સ્વરગતિ તાણો ;
આ લોકવિષે પરલોક વિષે, પ્રભુપદ ભજિ પૂરણ સુખ માણો. ૧૧૦
મિથ્યા અભિમાની માનવિને મન, માન વજે સૌથી મોટું ;
વિદ્વાનપણું ઘણું જેમ વધે, અભિમાન જશે ખમતું ખોટૂં ;
દુરથી તો ડુંગર દીસે દિલમાં, છેકજ વાદળુ છે છોટૂં ;
પણ પાસે જઈને જે જન જોશે, ચિત તેમાં રહેશે ચોટ્યું. ૧૧૧

## ૧૭. ત્રીભંગીછંદ. માત્રા ૩૨. તાળ ૮.

માત્રા દશ આણો, આઠ પ્રમાણો, વળિ વસુ જાણો રસ દીજે ;
અંતે ગુરૂ આવે, જગણ ન લાવે, ભણતાં ભાવે ત્યમ કીજે ;
લીલાવતિ જેવા, તાળજ દેવા, ત્રિભંગી તેવા છંદ કરો ;
જતિપર અનુપ્રાસા, ધરિયે ખાસા, સરસ તમાસા શોધિ ધરો. ૧૧૨

## પ્રભુસ્તુતિ.

દોહરો.

જય જય અડગ જગતપતી, જય સુખનિધિ સાક્ષાત ;
જય જય જન જનની જનક, જય જય પ્રભુ પ્રખ્યાત. ૧૧૩

## ત્રિભંગીછંદ.

જય પ્રભુ પ્રખ્યાતા, પર પંકાતા, સુગુણિ ગણાતા, ગુણ ગ્નાતા ;
તું ભગની ભ્રાતા, દિલ અવદાતા, શુભ શોભાતા, સાક્ષાતા ;
જય વિશ્વ વિધાતા, અલખ લખાતા, મુકત મનાતા, મુદ માતા ;
જય જય જગ ત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૪
જય પૂર્ણ પ્રકાશી, વિશ્વ વિલાસી, અખિલ નિવાસી, આકાશી ;
જય અચળ ઉજાસી, વિપત વિનાશી, છત નિજ દાસી, છે ખાસી ;
રૂષિ સહસ્ર અઠયાશી, સિધ ચોરાશી, તત્વ તપાસી, ચિત ચહાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૫

જય જય જગસ્વામી, શુદ્ધગુણ ગામી, નિર્મળ નામી, નહિ ખામી;
જય અંતરજામી, અચળ અકામી, શુભ વિશ્રામી, સુખધામી;
પ્રભુ તુજપદ પામી, થાય પ્રણામી, જે ન હરામી, જન થાતા;
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૬
જય સર્વાધારા, સુખ કરનારા, પ્રીતમપ્યારા, પ્રભુ મારા;
સઘળા ગુણ તારા, સૌથી સારા, અન્ય નઠારા, ખુબ ખારા;
તુજ મતથી ન્યારા, જે નર દારા, ભયના ભારા, ભરિ જાતા;
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૭
તું સમર્થ તરવા, તારણ કરવા, અભરણ ભરવા, ભય હરવા;
દુઃકર આદરવા, ધરણી ધરવા, ગુણ વાવરવા, ગુણ ગરવા;
અહું કીર્તિ ઉચ્ચરવા, ઠિક થઇ ઠરવા, યશ વિસ્તરવા, વિખ્યાતા;
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૮
મન તુજને મળવા, તન દુખ ટળવા, અકળિત કળવા, રસ ગળવા;
અંતે અવિચળવા, પાપ પ્રજળવા, દહાડો વળવા, દુખ ટળવા;
શુભકૃત ફળ ફળવા, બંધન બળવા, હિત સાંભળવા, હે ભ્રાતા;
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૯
રૂદયે મુજ રસિયા, વાસો વસિયા, ક્ષણું ન ખસિયા, ત્યમ કશિયા;
હેતેથી હસિયા, ઠિક થઈ ઠસિયા, બોલે ફસિયા, બહુજશિયા;
વળિ સરસ વિલસિયા, ધીમે ધસિયા, રતી ન ચસિયા, રસ રાતા;
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૦
જય જય અસુરારી, કરૂણાકારી, બળિયા તારી, બળિહારી;
સૃષ્ટી સંસારી, તેં વિસ્તારી, તેંજ ઉગારી નરનારી;
જેવી મતિ મારી, સ્તુતી ઉચ્ચારી, લે દીલ ધારી, જગત્રાતા;
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૧
સ્તુતિ કરિ તુજ નામે, કરૂણા કામે, ઉર ધરિ આ મેં આ ઠામે;
રહિ ધીરજ ધામે, જે જન પામે, ભુલે ન ભામે, ભય વામે;
શુભ છંદ રચ્યા મેં, દલપતરામે, પછી કર્યા મેં પ્રસરાતા;
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૨

દોહરો.

સુખદાતા અશરણશરણ, હરકત હરણ હરેક;
શુભ કરજે જન સર્વનું, અરજ સુણી આ એક. ૧૨૩

### ૨૮. પદમાવતીછંદ. માત્રા ૩૨. તાળ ૮.

દશ આઠ ખાસા, ધરિ અનુપ્રાસા, ઉપર કળા ચૌદે આવે;
પદમાવતી નામે, છંદ સુકામે, ગુણવંતા કવિજન ગાવે;
ત્રીભંગિ પ્રમાણે, તાળ વખાણે, કોમળ પદ રચશે કવિતા;
ઉજળો જશ જામે, સગળે ઠામે, તે શોભે જેવો સવિતા. ૧૨૪
જગમાં ઘણું જીવો, કુળનો દીવો, જે પ્રતિદિન ઉપકાર કરે;
સૌનું સુખ શોધે, સાન પ્રબોધે, દીન જનોનાં દરદ હરે;
તન ધનથી તેવો, ઉદ્યમ લેવો, એવો તો અભ્યાસ રહે;
પ્રભુનો તે પ્યારો, મિત્ર અમારો, સારો સારો સર્વ કહે. ૧૨૫

### ૨૯. દુમિલાછંદ. માત્રા ૩૨. તાળ ૮.

બધિયે મળિ માત્રા બત્રિશ છે,
પણ એક ગુરૂ અંત ધરિયે;
વિશ્રામ કરી કળ સોળકને,
દુમિલા એવી વિધ આદરિયે;
દુમિલાગણમેળ થકી મળતો,
કળતો તે તુલ્ય ગણી કરિયે;
તજિ બે પછિ તાળ તમામ તમે,
ગણિ આઠ ધરો શ્રુતિ આંતરિયે. ૧૨૬
ચિત ચોરિ ચહે બહુ ચંચળ થઈ,
ઘી ગોળ ઘડા ખોડે ઘરમાં;
નિજ પેટ ભરે ચડી ઠેઠ સુધી,
જમવા જે કાંઈ મળે કરમાં;
કદિ માત પિતા સુત સુંદરિને,
પૂછે ન સુખી દુખમાં ડરમાં;
જો આદમિ એ આચરણ ધરે,
તો ફેર કશો નર વાનરમાં. ૧૨૭

### ૩૦. ઝુલણાછંદ. માત્રા ૩૭. તાળ ૮.

ફર કળા સર્વ તો સાડત્રીશ મળી,

દશ દશેં આઠે વિશ્રામ આણી ;
અંત ગુરૂ એક તો અંચળ કરી આણવો,
ઝૂલણા છંદની જાત જાણી ;
એક ઉપર પછી પાંચ પાંચે વળી,
તાળ સંભાળિયે વિમળવાણી ;
તાળમાં ત્રીજિ માત્રા લઘુ લાવિયે,
તે વિના તો થશે ધૂળધાણી. ૧૨૮
અખિલ બ્રહ્માંડના ઈશ દિનનીશ તું,
ઉર વિષે આ સ્તુતી ધર અમારી ;
રિદ્ધિ ને સિદ્ધિ વિકટોરિઆ રાણિને,
અખુટ ભંડારથી આપ તારી ;
સકળ સંસારમાં તેહના શત્રુના,
સૈન્યને સદ્ય સંહારિ નાખો ;
પ્રાણિને પ્રાણદાતાર કરતાર જગ,
રાણિ વિકટોરિઆ અમર રાખો. ૧૨૯

## ૩૧. મદનગ્રહાછંદ. માત્રા ૪૦. તાળ ૧૦.

કરિ સકળ કળા ગણિ, ચાલિશ ચરણે,
દશ વસુ રત્ને વિરતિ કરો, ગુરૂ અંત ધરો ;
જુગતી કરિ કવિજન, જગણ ન જતિયે,
મદનગ્રહા મનરંજ ખરો, રચિ રૂદય ઠરો ;
તજિ બે શ્રુતિ શ્રુતિ, પર તાળ ધરો,
પ્રભુ વરણવતાં દિલ કેમ ડરો, ભવ તુરત તરો ;
વળિ ઉદ્યમના પણ, થઈ ઉપદેશક,
કલેશ વિશેષ હમેશ હરો, ફિકરે ન ફરો. ૧૩૦

## લક્ષ્મીને ઠપકો.

ધિક્કરે રતનાકરની દિકરી,
સ્થિરતાપણ ડાપણ દૂર ધરિ, ફરતીજ ફરી ;
બળિ પંડિતને ગણિ શત્રુ અખંડિત,
મૂર્ખ અપંડિત મિત્રકરી, તે ઠામ ઠરી ;

નહિ હું ફરતી નહિ, પંડિત પણ રિપુ,
મૂરખ મિત્ર કરી ન વરી, ખાંતેજ ખરી;
પણ પંડિત તો પોસાય, પછી શૂં ખાય,
અપંડિત પેટ ભરી, તે દેખી ડરી. ૧૩૧
અર્દ્ધસમપદ, તથા વિષમપદ છંદો.

## ૩૨. દોહરા. આખાછંદની માત્રા ૪૮. તાળ ૧૨.

પેહેલે ત્રીજે તેર કળ, અવર પદે અગિયાર;
ભૂ ભૂતે ને ભજિયે, તાળ નકી નિરધાર. ૧૩૨
કર લઘુ કળ અગિયારમી, જગણ ન તાળ હરેક;
તાળ પ્રથમિ કે બીજીમાં, નિમે જગણ કદિ એક. ૧૩૩
બુદ્ધિપ્રબળ બળ અકળ તન, જળ ફળ ભૂતળદત્ત;
ચપળ સકળ એ અચળ નહિ, દળવાદળ દલપત્ત. ૧૩૪

## ૩૩. સોરઠા. માત્રા ૪૮. તાળ ૧૨.

પ્રથમ ત્રિજે અગિયાર, ચાર બિજે તો તેર કળ;
પદ દોહરા પ્રકાર, સાર ધાર તે સોરઠા. ૧૩૫
પરમ ધરમ પ્રતિપાળ, સુજન સુકર્મ સદા કરે;
ભરમ તજી સંભાળ, ધર્મતણી મનમાં ધરે. ૧૩૬

## ૩૪. ગાથા, અથવા આર્યાછંદ. માત્રા ૫૭. તાળ ૧૬.

પ્રથમ ત્રિજે કળ બારે, બિજે ચતુર્થે પુરાણ તિથિ તુલ્યે;
નવમી લઘુ ભુજ ચોથે, મળે ન ગાથા મહા મુલ્યે. ૧૩૭
પ્રથમ પછી ચરચારે, ત્રણ ચરણોમાં તાળ ધરો તેમાં;
ભૂશર મુનિ દશ રત્ને, ચોથે ચરણે જુઓ જેમાં. ૧૩૮
મોહન બાળમુકુંદા, નંદાત્મજ વ્રજવિહારી વ્રજચંદા;
તું ટાળક ભવફંદા, તુજગુણ ગણિ ગાયછે છંદા. ૧૩૯
દુખહર દીનદયાળા, ધર્માળા પ્રભુ સદા સુકર્માળા;
ગુણવાળા ગોપાળા, સ્મરણ કરૂં તારૂ શોભાળા. ૧૪૦
તું માતા તું ભ્રાતા, તું ધાતા તું તથા જગત્રાતા;
તું સુખશાતા દાતા, પ્રણમું પ્રભુ પૂર્ણ પ્રખ્યાતા. ૧૪૧

હોંશીનાં મન હરવા, અભિલાષા ધરિ સુકાવ્ય આદરવા ;
અભિમત પાર ઉતરવા, સંભારૂં સહાયતા કરવા. ૧૪૨

### ૩૫. ગીતીછંદ. માત્રા ૬૦.

ગાથા પૂર્વારધ સમ, ઉતરારધ પણ એજ મુજબ આણો ;
ગુણિજન ગણજો ગીતી, જરૂર તફાવત જરા નહીં જાણો. ૧૪૩

### ૩૬. ઉપગીતીછંદ. માત્રા ૫૪.

આર્યા ઉતરારધ સમ, પૂર્વારધ પ્રેમથી કરિયે ;
એ કવિતા ઉપગીતી, અદ્ભુત જુકતીથિ આદરિયે. ૧૪૪

### ૩૭. ઉદગીતી. માત્રા ૫૭.

ઉતરારધ આર્યાનું, પૂર્વારધ જો ગણો પ્રીતે ;
પૂર્વારધ સમપછિનું, તે ઉદગીતી રચો રસિક રીતે. ૧૪૫

### ૩૮. કુંડળિયાછંદ. માત્રા ૧૪૪.

કુંડળિયો કરતાં કરો, આદિ દોહરો એક ;
વળતી ચોથા ચરણને, ઉલટાવો ધરિ ટેક ;
ઉલટાવો ધરી ટેક, છપયનાં ચાર ચરણ સમ ;
ચરણ રચો શુભ ચાર, છંદ થાશે સઘળાં ત્યમ ;
પ્રથમ ચરણનો પ્રથમ, શબ્દ છેવટ જો ભળિયો ;
છે તે રૂડો છંદ, કહે કવિજન કુંડળિયો. ૧૪૬
નહિ ડોલે જો નાગ તો, નહિ વંશીનો નાદ ;
જંગમ જન થિર થાય નહિ, શુણિ કવિતાનો સ્વાદ ;
શુણિ કવિતાનો સ્વાદ, મરદ માથા નહિ ડોલે ;
નહિ કવિતા તે ઠામ, બરાબર બકરો બોલે ;
કહે કવિ દલપતરામ, નામ ધિક ખોટું ખોલે ;
ધિક વંશીવાનાર, નાગ શુણિ જો નહિ ડોલે. ૧૪૭
કંઠ હલાવે કોથળો, કણ ભરતાં જે કાળ ;
જન મનમાં જાણી લહે, પહોંચ્યા કણ પેટાળ ;
પહોંચ્યા કણ પેટાળ, કવિત તો ત્યારે કહિયે ;
શ્રોતા જનનાં શીશ, ડોલતાં દેખી લહિયે ;

કહે કવિ દલપતરામ, નામ કવિ કાવ્ય બનાવે;
હજાર શ્રોતા હોય, કોય નહિ કંઠ હલાવે. ૧૪૯
સરસ કવીની કાવ્ય શુણિ, હરખિ હલાવે કોટ;
નરસ કવીની કાવ્યમાં, ઊંઘ ચલાવે ચોટ;
ઊંઘ ચલાવે ચોટ, કોટ જનની કંપાવે;
જેથી જગમાં લાજ, નરસ કવિની નહિ જાવે;
કહે કવિ દલપતરામ, નથી તે વાત નવીની;
નાવે નિદ્રા નામ, કાવ્ય શુણિ સરસ કવીની. ૧૫૦

## ૩૯. છપયછંદ., માત્રા ૧૫૨.

છપયછંદ કરનાર, પ્રથમનાં ચાર ચરણમાં;
કળા કરો અગિયાર, અને વળિ તેર વરણમાં;
પંચમ પદ પણ તેર, આદિ કળ ઉભય સધારો;
તે ઉપર પણ તેર, છઠ્ઠૂં પણ એમ સુધારો;
કળ પ્રથમ ઉપર ચચ્ચારપર, તાળ ચારપદ આણજે;
પછીમાં બે કળ ને બેવડું, દુહા પ્રથમપદ જાણજે. ૧૫૧
જય જય અશરણશરણ, કરણ જગ હરણ સકળ દુખ;
તું પ્રભુ અભરાભરણ, તરણ તારણ કારણ સુખ;
કરણ તું અજરામરણ, ઠરણ જન ઠામ ચરણ તુજ;
તુજ મુખમાં અમિ ઝરણ, વરણ ઉજ્વળ ભાસે મુજ;
ગુણ અધિક તેજ તારૂં અકળ, સકળ કળા કારણ કરણ;
દે પંથ ગ્રંથ ગ્રંથન કરણ, જય જય જય ધરણી ધરણ. ૧૫૨

## ૪૦. ચંદ્રાવળાછંદ. માત્રા ૧૧૮.

ચરણાકુળનું ચરણ રચાને, દુહા ઉતર પદ દેખ;
બે ચરણો તો એમ બનાવી, પછી કુંડળિ પણ પેખ;
પછી કુંડળિ પણ પેખિ વિચારો, ચાર ચરણ ચરણાકુળ ધારો;
મન રચ ચંદ્રાવળા મચાને, ચરણાકુળનું ચરણ રચાને. ૧૫૩
સોરઠ દેશતણે સીમાડે, વડું શેહેર વઢવાણ;
રાજ સિંહજી રાજ કરેછે, મહિપતિ તે મકવાણ;

મહિપતિ તે મકવાણા વંશી, ચંદ્રસિંહ સુત સૂરજ અંશી ;
વાસ કવીનો નાગરવાડે, સોરઠ દેશતણે સીમાડે. ૧૫૪
ભાગોળે નદિ ભોગવતી છે, તેને દક્ષિણ તીર ;
જૈન ધરમના જ્યાં મહાજોગી, વિચર્યા શ્રી મહાવીર ;
વિચર્યા શ્રી મહાવીર વખાણી, સતિ થઈ રાણકદેવડિ રાણી ;
જ્યાં જુકતી બહુ જોગવતી છે, ભાગોળે નદિ ભોગવતી છે. ૧૫૫
પાટણપુરથી પ્રથમ વસેલું, વલ્લભિપુરની વાર ;
રાખેંગાર જિરણગઢરાજા, એનો ત્યાં અધિકાર ;
એનો ત્યાં અધિકાર બિરાજે, રાડ કરી લીધું સિધરાજે ;
કિલ્લાવાળું તેણે કરેલું, પાટણપુરથી પ્રથમ વસેલું. ૧૫૬
વળતી રાય કરણ વાઘેલે, પાટણને પૃથિવીશ ;
હરપાળ મકવાણાને દીધાં, બહુ ગામો બખ્શીશ ;
બહુ ગામો બખ્શીશમાં આપી, પ્રથમ ગાદિ પાટડિયે થાપી ;
ભલુ વઢવાણ દિધું તે ભેળે, વળતી રાયકરણ વાઘેલે. ૧૫૭
માધાવાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ પાસ ;
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ ;
પ્રસિદ્ધ નામ પ્રકાશપણે છે, ગણતીમાં જન જૂનિ ગણે છે ;
છે વાવો બીજી પણ છોટી, માધાવાવ મનોહર મોટી. ૧૫૮
કુળદીપક દુલ્લભજી કેરો, નારદ જેનું નામ ;
કારભાર શ્રીકાર કરે છે, ગુણિયલ કીધું ગામ ;
ગુણિયલ કીધું ગામ સુધારી, વસ્તી વળી વિશેષ વધારી ;
ધાટ રચાવે સરસ ઘણેરો, કુળદીપક દુલ્લભજી કેરો. ૧૫૯
સામવેદી બ્રાહ્મણ શ્રીમાળી, ઠીક વસે તે ઠામ ;
જન્મથકી વસિયો નિજ જાતે, ત્યાં દ્વિજ દલપતરામ ;
ત્યાં દ્વિજ દલપતરામ સુમારે, વર્ષ વીશ વળિ આઠ વધારે ;
એટલિ ઊંમર એ સ્થળ ગાળી, સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી. ૧૬૦

# પ્રકરણ ૩ જું.

## અક્ષરમેળ છંદો[1].

### દોહરા.

દર પ્રબંધ પદ પ્રથમમાં, માપ બતાવા કામ;
મ,ય,ર,સ,ત,જ,ભ,ન,લ, ગ, લખિશ, ગણ, લઘુ, ગુરૂ, નેઠામ. ૧
હરેક સ્વરમાં હોય પણ, એ દશમાંના દેખ;
અવર વરણનો આંતરો, લખેલ સૂધી લેખ; ૨
લખું શકાર ળકાર પણ, સમજે તે સ, લકાર;
માપ કથન મતલબ મળે, એમ કરિશ ઉચ્ચાર. ૩

**૧. શ્રીછંદ. અક્ષર ૧. "ગ"**

ગી, શ્રી, છે, તે.

**૨. કામા અથવા સ્ત્રીછંદ. અ૦ ૨. "ગ ગ"**

ગંગા, સંગા, કામા, નામા. ૪

**૩. મંદરછંદ. અ૦ ૩. "ભ"**

ભૂપર, તુંકર, મંદર, સુંદર. ૫

**૪. મધુછંદ. અ૦ ૪. "ન ગ"**

(પ્રભુ શું શું કરેછે.)

નં, ગ, ધરે, મધુકરે, ભયહરે, સુખભરે. ૬

**૫. વારછંદ. અ૦ ૪. "ર લ"**

ગીંજકાર, એકવાર, તું ઉચ્ચાર, તત્વસાર. ૭

**૬. સમુહીછંદ. અ૦ ૪. "ભ ગ"**

ભાગ અહી, જ્યાં સમુહી, શત્રુ નકી, ત્યાંજ થકી. ૮

**૭. હંસાછંદ. અ૦ ૫. "ભ ગ ગ"**

ભેગ ગણાશે, તે પયપાસે, લે પય અંશા, હોય સુહંસા. ૯

**૮. વિલાસછંદ. અ૦ ૫. "જ ગ ગ"**

જુગે ગવાશે, વિલાસ થાશે, ભલી કવીતા, સદા સવિતા. ૧૦

---

[1] ૧. અક્ષરમેળ છંદોમાં પહેલા ચરણમાં તાળ બતાવવાને આવી, નિશાની મૂકીછે. તેપ્રમાણે બીજા ચરણોમાં સમજવું.

**૯. પ્રિયાછંદ. અ૦ ૫. " સ લ ગ "**

લજ ગંદિથી, પ્રિય ફંદિથી, દિન માજિયે, નહિ લાજિયે. ૧૧

**૧૦. હારીછંદ. અ૦ ૫. " ત ગ ગ "**

તેં ગંગધારી, છે દુઃખહારી, જે જ્ઞાન આપે, અજ્ઞાન કાપે. ૧૨

**૧૧. સમોહાછંદ. અ૦ ૫. " મ ગ ગ "**

માં ગંગા ખાસી, સંમોહા ભાસી, આશાયે જોને, પાળે પુત્રોને. ૧૩

**૧૨. ચતુરંશાછંદ. અ૦ ૬. " ન ય "**

નય ધરવંશા, શુભ ચતુરંસા, પ્રભુપદ પામે, જશ બહુ જામે. ૧૪

**૧૩. શેષાછંદ. અ૦ ૬. " મ મ "**

માં મોટી રિદ્ધી છે, શેષા વસ્તૂ શી છે;
જે માતાના જેવી, આપે શાંતી એવી. ૧૫

**૧૪. વિમોહાછંદ. અ૦ ૬. " ર ર "**

રે રખે તું મતી, ત્યાં વિમોહા થતી;
પ્રૌઢ જ્યાં પાપ છે, સર્વ સંતાપ છે. ૧૬

**૧૫. શંખધારી, અથવા સોમરાજીછંદ. અ૦ ૬. " ય ય "**

લગાર ગપાળી, કરે વાત કાલી, મહા કષ્ટકારી, કહે શંખધારી. ૧૭

**૧૬. તિલકાછંદ. અ૦ ૬. " સ સ "**

( વિપ્રોનું મત. )

સુશિખા ધરિયેં, તિલકે કરિયે, ઉપવીત ધરી, ભજિયેજ હરી. ૧૮

**૧૭. માલતીછંદ. અ૦ ૬. " જ જ "**

જંજે વિકુ બાગ, ફુલે રૂતુ ફાગ, સુમાલતિ ફૂલ, લહો દઈ મૂલ. ૧૯

**૧૮. સમાનિકાછંદ. અ૦ ૭. " ર જ ગ "**

રોજ ગંધ દાનિકા, જો સતી સમાનિકા;
ઢાળિનાંખિ તાપને, દે સુગંધ આપને. ૨૦

**૧૯. કળિતાછંદ. અ૦ ૭. " ભ ભ ગ "**

ભાગિયકે સલિતાં, જો કરિયે કળિતા;
પાળ કળાય નહીં, તે તુટિ જાય નહીં. ૨૧

**૨૦. કુમારલલિતાછંદ. અ૦ ૭. " જ સ ગ "**

જંશે ગણુંતતા જો, કુમાર લલિતા તો;
ભલે બહુ ભણ્યો તું, તથાપિ ન ગણ્યો તું. ૨૨

**૨૧. મદલેખાછંદ. અ૦ ૭. " મ સ ગ "**

મોંસંગે[1] કરિ રેખા, તે નારી મદલેખા;
બીકું આવણહારી, શોભે વેષ સમારી. ૨૩

**૨૨. શીર્ષાછંદ. અ૦ ૭. " મ મ ગ "**

માં માગુંછું હું એવાં, કોટી શીર્ષાની સેવા;
માયા જેની છે મોટી, કર્મો છે મોટાં કોટી. ૨૪

**૨૩. ચિત્રપદાછંદ. અ૦ ૮. " ભ ભ ગ ગ "**

ગાં શિશુ ગાં પ્રભુ પ્રીતે, ચિત્રપદા ધરિ ચિત્તે;
તે થકિ તુર્તજ તારૂં, સર્વ થશે હિત સારૂં. ૨૫

**૨૪. કેતુમાળછંદ. અ૦ ૮. " ત ત ગ ગ "**

ગોરી રંગે[1] છે રૂપાળી, મિત્રો જુઓ કેતુમાળી;
શિક્ષા શિખાવી સુધારો, તો અર્થ સારે તમારો. ૨૬

**૨૫. માલનીછંદ. અ૦ ૮. " ન ર ગ લ "**

નંર ગુલાબ લે બાસ, પ્રગટ માલની પાસ;
રસિક રાજવી રંગ, અધિક ઓપશે અંગ. ૨૭

**૨૬. તુંગાછંદ. અ૦ ૮. " ન ન ગ ગ "**

લિન સંગપણ સંગા, તન મન ધન તુંગા;
વિધ વિધ ધન વેરે, ફરિ ફરિ બહુ ફેરે. ૨૮

**૨૭. કમળછંદ. અ૦ ૮. " ન સ લ ગ "**

નં સળગિ ઉઠો[1] નરો, કમળ દિલ તો કરો;
વચન ખળનાં દુખે, સહન કરજો સુખે. ૨૯

**૨૮. વિદ્યુન્માળાછંદ. અ૦ ૮. " મ મ ગ ગ "**

મામા ગંગા, કેવી મોટી, છે વિદ્યુન્માળાથી છોટી;
કીધાં દેવે એવાં કોટી, આમૂખાં શી વાતો ખોટી. ૩૦

**૨૯. ખંજાછંદ. અ૦ ૮. " મ ભ ગ ગ "**

મોળે ગંગા હરિ મેલે, ખંજા તેમાં નહિ ખેલે;
શાળા પાસે ધર સાચે, વિદ્યા મૂર્ખો નહિ વાંચે. ૩૧

---

૧. રગે રગે.

### ૩૦. મલ્લિકાછંદ. અ૦ ૮. "ર જ ગ લ"

રોજ ગૂલબાસ દેખ, મલ્લિકાનિ માળ પેખ ;
બેશિને નિહાળ બાગ, લે સુગંધ પામિ લાગ. ૩૨

### ૩૧. નગસ્વરૂપિણી, અથવા પ્રમાણિકાછંદ. અ૦ ૮. "જ ર લગ"

જરા લગાડિ જીવડો, પ્રમાણિકાપણું ઘડો ;
વધે વડાઈ વિશ્વમાં, ભલું થશે ભવિષ્યમાં. ૩૩

### ૩૨. માણવકાક્રીડિતછંદ. અ૦ ૮. "ભ ત લ ગ"

ગાં સગિ સંકેત સજી, માણવકાક્રીડ તજી ;
આતુરતા ચિત્ત ધરી, કોકિલનો કંઠ કરી. ૩૪

### ૩૩. અનુષ્ટુપ, શ્લોક. અ૦ ૮.

પાંચમે લઘુતાં તોળો, ગુરૂ છઠ્ઠો લખ્યો ગમે ;
બીજે ચોથે પદે બોલો, શ્લોકમાં લઘુ સાતમે. ૩૫

### ૩૪. રત્નકરાછંદ. અ૦ ૯. "મ સ સ"

મેં શી શી પ્રભુ ભક્તિ કરી, રૂડા રત્નકરા ઉચરી ;
જે બીજુંજ બકાઈ જશે, તો તે શું પરિતુષ્ટ થશે. ૩૬

### ૩૫. તોમરછંદ. અ૦ ૯. "સ જ જ"

સજિ જોડ શુંધ સદાય, ગુણ ઈશ તોમર ગાય ;
રસ ગીતથી કવિરાય, પળમાંજ પાવન થાય. ૩૭

### ૩૬. સારંગીછંદ. અ૦ ૯. "ન ય સ"

નય સહિતે નિત્ય રહે, સઉ જન સારંગિ કહે ;
ભણિ ભણિને ભક્તિ કરે, ભવજળ તે તુર્ત તરે. ૩૮

### ૩૭. બિંબા, અથવા લલિતતિલકાછંદ. અ૦ ૯. "ન સ ય"

ને સજગિ ગંણો લડાઈ, કવિત ભણિ બિંબભાઈ ;
ચતુર કરીને ચડાઈ, ગમત કરશેજ ગાઈ. ૩૯

### ૩૮. મણિબંધછંદ. અ૦ ૯. "ભ મ સ"

ભીમ સદા આહાર ભરે, તે મણિબંધે બાંધિ ધરે ;
તોપણ ભૂખ્યો તે ભમતો, રોજ રણે જેને રમતો. ૪૦

**૩૯. મહાલક્ષ્મીછંદ. અ૦ ૯. "ર ર ર"**

ગાઈ લે તું ગુણો તાહરા, તું માહાલક્ષ્મિ કે ના હરા;
રૂપ તારૂં ઘણું રંજતું, આવિ કયાંથી સતી આજતું. ૪૧

**૪૦. પવિત્રાછંદ. અ૦ ૯. "મ ભ સ"**

મોભી સાચાં કૃત કરતાં, પાળે પ્રેમે પવિતરતા;
સૌની ચિંતા ચિત ધરતા, પોતે પીડા પણ હરતા. ૪૨

**૪૧. રૂપમાળાછંદ. અ૦ ૯. "મ મ મ"**

માંમી મેં દીઠી[1] સિંધૂબાળાં[1], રંગે રાતી ને રૂપે માળા;
શોભીતી છે સૌભાગ્યે સારી, પ્રીતીવંતી તે લાગે પ્યારી. ૪૩

**૪૨. પાવકછંદ. અ૦ ૧૦. "ભ મ ભ ગ"**

ભીમ ભગાવે ભાલા લડતાં, પાવકમાં તે મેલ પડતાં;
ચંચળતા રાખીને ચડતાં, ત્રાસ નરાખે સામો તડતાં. ૪૪

**૪૩. સંગતિકાછંદ. અ૦ ૧૦. "સ જ જ ગ"**

સજિ જંગ આપ ઉભો લડે, સઉ દૂર સંગતિકા પડે;
લવલેશ ત્રાસ નહીં લહે, કવિ એમ ભારતમાં કહે. ૪૫

**૪૪. ચંપકમાળાછંદ. અ૦ ૧૦. "ભ મ સ ગ"**

ભીમ સગાં કીધાં બળવાળા, થૈ દ્રુપદી તો ચંપકમાળા;
એપજણે શોભા બહુ લીધી, કીર્તિ બધે દેશાવર કીધી. ૪૬

**૪૫. બિંદુછંદ. અ૦ ૧૦. "ભ ભ મ ગ"**

ગા સુસમે પ્રભુને તું ગીતે, બિંદુ બિજા ગુણ જાણી ચિત્તે;
અક્ષર તો પ્રભુ છે હે હિંદૂ. તે વિણ અન્ય ગુણો તે બિંદૂ. ૪૭

**૪૬. સંજુક્તાછંદ. અ૦ ૧૦. "સ જ જ ગ"**

સજ જોગ ઇશ્વરનો જઈ, શુભ ભક્તિ સંજુગતા થઈ;
તજ પાપ તેમ ઉતાપને, જપ જુક્તિથી હરી જાપને. ૪૮

**૪૭. દોધકછંદ. અ૦ ૧૧. "ભ ભ ભ ગ ગ"**

ગા શિશુ શોગ હઠાવિ હમેંશે, દોધકછંદ દિલે સુખ દેશે;
વેણ વિશાળ મનોહર વાણી, લાયક લેખક હાથ લખાણી. ૪૯

---

૧ લક્ષ્મી.

નિર્જળ ગામ નવાણુ ગળાવો, વાવ કુવા નદિતીર તળાવો;
શોધિ જુના ફરિ સઘ સુધારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૫૦

### ૪૮. ઇંદ્રવજ્રાછંદ. અ૦ ૧૧. "ત ત જ ગ ગ"

તું તેજ ગાં ગોઠવિ શબ્દ તેવા, જો ઇંદ્રવજ્રાવૃત શુદ્ધ જેવા;
આનંદ એ છંદ અખંડ આપે, કંકાસ ને કલેશ હમેશ કાપે. ૫૧

### ૪૯. ઉપેંદ્રવજ્રાછંદ. અ૦ ૧૧. "જ ત જ ગ ગ"

જતે જુગે ગાઢ જશો ગવાશે, ઉપેંદ્રવજ્રા વૃતમાં લખાશે;
સખાવતે જો કર કામ સારૂં, ટળે નહીં તો કદિ નામ તારૂં. ૫૨
સ્વતંત્ર તો ઈશ્વર એક એ છે, જુગો જુગે આપ અજીત જે છે;
જુઓ બિજા જીવ ગરીબ જેવા, તમે અમે તેમ તમામ તેવા. ૫૩

### ૫૦. ઉપજાતિછંદ. અ૦ ૧૧.

જો ઇંદ્રવજ્રા પદ ક્યાંઈ જાણું, ઉપેંદ્રવજ્રા પદ મેળવાણું;
લખાયછે તે ઉપજાતિ નામે, ઠેકાણું નક્કી નહિ કોઈ ઠામે. ૫૪

### ૫૧. ચપળાછંદ. અ૦ ૧૧. "ત ભ જ લ ગ"

તેં ભાંજિ લાગવિજ હાથ લઈ, કાં ખાધિ ખૂબ ચપળાજ થઈ;
તે ઠામમાં ન ધરિ તેં ડરવા, પસ્તાવ છોડ પછિથી કરવા. ૫૫

### ૫૨. સુમુખીછંદ. અ૦ ૧૧. "ન જ જ લ ગ"

નિંજ જળ ગંદુ ગણે ન નદી, પણ સુમુખી ભરિ જાય કદી;
નજર પડે ગુણ દોષ ગણે, ભટભટ તે પછી ગાળ ભણે. ૫૬

### ૫૩. ગ્રાહિછંદ. અ૦ ૧૧. "ત ત ત ગ ગ"

ગોરી ગયી લાગિ ગોદાવરીમાં, ગ્રાહી ઘણું હેત હૈયે હરીમાં;
લીધો નહીં લાભ રસ્તે લુટાઈ, નાગી પછી ઘેર પાણીથિ નાહી. ૫૭

### ૫૪. અનુકૂળાછંદ. અ૦ ૧૧. "ભ ત ન ગ ગ"

ભૂત ન ગંગાથિંજ કદિ ભાગે, એ અનુકૂળા ઉલટિજ લાગે;
જો નહિ માનો નજર તપાસો, ત્યાં ભ્રમણાનો ભરપુર વાસો. ૫૮

### ૫૫. સ્વાગતાછંદ. અ૦ ૧૧. "ર ન ભ ગ ગ"

રં ન ભાંગિ ગઢનાથ જુ ઓછો, સ્વાગતા શિદ સમૃદ્ધિ ખુ ઓછો;

ઈશ્વરે સુકરણા કરિ આપી, કેમ વ્યર્થ ખરચોજ કદાપી. ૫૯

## ૫૬. શાલિનીછંદ. અ૦ ૧૧. "મ ત ત ગ ગ"

મોતી તો ગંગા વિષે મેં ન દીઠાં, શોભીતી છે શાલિની નીરમીઠાં;
સિંધૂમાંથી રત્ન તો સાંપડેછે, ખારે નીરે ગૂણ જોતાં જડેછે. ૬૦

## ૫૭. રથોદ્ધતાછંદ. અ૦ ૧૧. "ર ન ર લ ગ"

રે નરોલગિં ધસે અશુદ્ધતા, તો નરોનિ ધિક છે રથોદ્ધતા;
શું કહું મરદ તુલ્ય તેહને, સ્ત્રી ગણે ગરદ તુલ્ય જેહને. ૬૧

## ૫૮. સેનિકાછંદ. અ૦ ૧૧. "ર જ ર લ ગ"

રોજ રોળ ગાંઠગાંઠ થાય જો; સેનિકા સિપાઇ નાશિ જાયજો;
વાર વાર વસ્તિ વીખરાય તો,સ્થીર રાજ્ય કેમ ત્યાં થપાય તો. ૬૨

## ૫૯. લલિતછંદ. અ૦ ૧૧. "ન ર ર લ ગ"

નર રંળી ગણે, ન્યાલ હું થયો, લલિત લક્ષણે, જ્ઞાનમાં ગયો;
જન જગત્પતી, જો ન તે ભજે,ન સુખસંપતી, સ્વર્ગની સજે. ૬૩
શિશુપણું પુરે, ખેલમાં ખપ્યું, ન હરિનામ તેં, જીભથી જપ્યું;
જરૂર જાણજે,જોબને જશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૪
ન જગનાથને, ભાવથી ભજ્યા, થર કુકર્મના, તે ન તેં તજ્યા;
પ્રભુ તને પછી, લેખુ પૂછશે, સમજ પ્રાણિયા,શી ગતી થશે. ૬૫
ફિકર છોડિને, ફેલમાં ફર્યો, દિલ વિષે નહીં, દોષથી ડર્યો;
અણચિંતું તને, મોત આવશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે.૬૬
સરવકાળ જે, જો સ્મશાનમાં, અખુટ એ બળે, ધાર ધ્યાનમાં;
મરણ તે તને,કેમ મૂકશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૭
જન જુવાનિયા, જે જણાયછે, નિમિષ માત્રમાં, નાશ થાયછે;
તુજતણા ગયા, હેતુ એ હશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૮
ચતુર ચેતિ તું, જો વિચાર રે, જગત સર્વ તો, છે જનાર રે;
અચળ કોણ આ, વિશ્વમાં વસે,સમજ પ્રાણિયા,શી ગતી થશે. ૬૯
દહન કે થયા, તુજ દેખતાં, લખિ શકે નહીં, લેખું લેખતાં;
તદપિ ચિત્ત તું, જો ન ચેતશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૭૦
કપટ કૂડનાં, કર્મ તેં કર્યાં, ધન રળી રળી, ધૂળમાં ધર્યાં;

કર વિચાર તે, કોણ કાઢશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૭૧
સ્વપન તુલ્ય આ, સર્વ લોક છે, હરઘડી થતા, હર્ષ શોક છે;
પલક એકમાં, નાશ પામશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૭૨
લલિતછંદથી, લાભ લેખિલે, દલપ્રતી ધરી, દૃષ્ટિ દેખિલે;
પ્રભુ વિના તને, કોણ પાળશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૭૩

૬૦. મોદકછંદ. અ૦ ૧૨. "ભ ભ ભ ભ"

ભાંગિ શિલાં જળ કાઢિ ભુમીપર, મોદક ખાઈ પિયે પછિ *વીપર;
આવિ ચડે અકળામણ અંતર, કષ્ટ મટાડિ શકે નહિ મંતર. ૭૪

૬૧. દ્રુતવિલંબિતછંદ. અ૦ ૧૨. "ન ભ ભ ર"

નભ ભુ રાંખ્યં રૂચીજ નિહાળિયેં, દ્રુતવિલંબિત થૈ ચિત ચાલિયે;
અકળ ઐશ્વરતા સજિ સૃષ્ટિમાં, દિન દિને પડશે નિજદૃષ્ટિમાં. ૭૫

૬૨. ચંદ્રવર્ત્મછંદ. અ૦ ૧૨. "ર ન ભ સ"

રાંન ભાંસ વિભયાંનક સંરખુ, ચંદ્રવર્ત્મ નજરે નહિ નરખું;
ઝાડઝુંડ ઝુકિયાં બહુ ઝરણાં, હાથિ વાઘ વરૂ ને વળી હરણાં. ૭૬

૬૩. તોટકછંદ. અ૦ ૧૨. "સ ૪"

શશિ શાં શણગાર હવેં સજવાં, તુછ તોટક જાણિ બધા તજવા;
ગુણવંત પતી પરદેશ ગયા, થિરતા કરી ત્યાંજ નિવાસિ થયા. ૭૭

## વિજયક્ષમામાંથી બાગનું વર્ણન.

બહુ શોભિત બાગ અથાગ બણ્યો, ગિરજા પતિનો ગિરિરાજગણ્યો;
ગુલબાસ ગુલાબ દિલે ગમતા, લટકી અહિવલ્લિ લવિંગ લતા. ૭૮
તરૂ કેતકિ કેશુ કદંબતણાં, વળિ ચંપક ચંદન વૃક્ષ ઘણાં;
ગણિ કોણ શકે સઘળાં ગણતાં, ભણિ ભારતિ થાકિ રહે ભણતાં. ૭૯
ફળિછે કદળિ વળિ જામફળો, ગુણકારિ સિતાફળ સ્વાદ ગળ્યો;
અતિ ખેર અખોડ અને અરણી, હરડે હિતકારી પિડા હરણી. ૮૦
અગણીત અનામત અંબતરૂ, જનરંજન ત્યાં બહુ જંબતરૂ;
તજનાં તરૂ એળચિ દ્રાખતણા, મનમોહન મંડપમાં ન મણા. ૮૧
ઝુકિઝુંડ તહાં રહિ ઝાડિ ઘણી, ચતુરાઈથિ બેઠક બેશ બણી;
તકલિ તરકારિ તમામ તહીં, વડ પીપળ પીંપર પાર નહીં. ૮૨

---

* વિપ્ર.

બિલિ આંબલિ બાવળ બોરડિયો, થિર થૈ કરિ કાંચકિ થોરડિયો;
ખજુરી ખરસાણીજ ખીજડિયો, લળિ લીંબુડિને વળિલીંબડિયો. ૮૩
અરડૂશિ અનૂપમ આવળ છે, શુભ શીશમ સાગ શતાવળ છે;
નવ પલ્લવ થોક અશોક નકી, લખતાં નહિ લેખણ લેખિ શકી. ૮૪
વળિ વાડિ વિશે શુભ વાયુ વહે, ગુણ શીતળ મંદ સુગંધ ગ્રહે;
ભમરા રસ ભોગિ અનેક ભમે, ગુણવંતતણા શુણિ શોર ગમે. ૮૫
ચકલાં ચિત ચોર ચકોર ઘણા, સ્વર શુદ્ધ મનોહર મોરતણા;
શુક કોકિલ ચાતક સારસડાં, વિચરે નવરંગ વિહંગ વડાં. ૮૬
વળિ કુંડ સરોવર વાવ્ય કૂવા, જુગતીથિ કરેલ પ્રકાર જૂવા;
જળ નિર્મળ જ્યાં જમુનાં જળથી, નહિ નિત્ય પ્રવાહ ઘટે નળથી. ૮૭
ભલિ ભાત દિસે જળ હોજ ભર્યા, કળદાર ભલા જળ જંત્ર કર્યા;
નરનારિ જુવે નજરે નરખિ, હક લૈ ચિત્ત ચોટિ રહે હરખી. ૮૮
દિપતું વળિ દેવળ દેવતણું, ચતુરે નવરંગ ઉતંગ ચણ્યું;
કરિ કારિગરી દલપત્ત કહે, રઘુનાથ રહી ઘડિ જોઈ રહે. ૮૯

## ૬૪. મોતીદામછંદ. અ૦ ૧૨. "જ ૪"

જજોજિ જહાં જગદીશ જપાય, રસો ગણિ મૌક્તિકદામ રચાય;
ઉગંમ વધે ઉરમાંહી અભંગ, અનૂપમ અંગ રહે ચડિ રંગ. ૯૦
ભજો ભવતારણ શ્રીભગવાન, તજો નિજ અંતરનું અભિમાન;
સજો સરજનારતણા ગુણ-ગાન, થજો સઘળા સુધરેલ સમાન. ૯૧

## ૬૫. સ્રગ્વિણીછંદ. અ૦ ૧૨. "ર ૪"

રે' રરા રાખ્ય તું ગર્વ શા કારણે, સ્રગ્વિણી સુંદરી છેક છેલો ગણે;
હોય જ્યારે હહો તુજ હૈયાકને, મૂખમાં રાખવો તું ગમેછે મને. ૯૨

## ૬૬. ભુજંગીછંદ. અ૦ ૧૨. "ય ૪"

લતાં તો ગરી ગૈ વડી વાડ વાંસે,
ભુજંગી વડા રાફડા ત્યાંજ ભાસે;
અરે પુણ્યથી આપણે હાથ આવે,
લગારે લુખો લોભ તું કેમ લાવે. ૯૩

## સુધારા વિષે.

લખું વીનતી વાંચિને દેશિ લોકો,
જતી રિદ્ધિને દૂર રસ્તેથિ રોકો;
અરે બોલનો તોલ માની અમારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૯૪

ચડી ચાર પાસે બધી રિદ્ધિ ચાલી,
ખજાના ખુટીને થયા ખૂબ ખાલી;
વિમાશી હવે વાત વેગે વિચારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૯૫

છુટા છેક થૈને તમે વેંમ છાંડો,
મહા હીંમતી થૈ હવે પાવ માંડો;
અરે આપણી સંતતીને ઉગારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૯૬

થશે કષ્ટ જો વેંમ મધ્યે કુટાશો,
ભર્યા લોકના થોક મધ્યે લુટાશો;
નહીં આવશે દુઃખનો એક આરો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૯૭

પ્રજા જો તમારી સુધારો ન પામી,
ગરીબીથિ જીવે કરીને ગુલામી;
અમેરીકનોની દશા ઉરધારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૯૮

જવું ચીન વીલાયતે લાભ જાણી,
નહીંતો થશે ધારણા ધૂળધાણી;
ન રાખો હવે હઠ્ઠ જૂઠો નઠારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૯૯

સજો મિત્રતા સજ્જનો સર્વ સાથે,
મટે આપદા આવતી આપ માથે;
અરે અંતરે વાત આતો ઉતારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૦૦

ખશી જાય જો મચ્છ પાણી અખૂટે,

નહીં તડફડે ત્યાંતણી સેર તૂટે ;
નહીં તો પુછી કષ્ટનો ક્યાં કિનારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૦૧

દશા દૂર દેશોતણી તો તપાસો,
તહાં વીચરીને વસી રાતવાસો ;
સુરીતે શિખો જે રૂડા રોજગારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૦૨

વસી સૂખમાં લોક લે ખૂબ લાવો,
તમે ચોંપથી ચાલ તેવા ચલાવો ;
વડા દુઃખના ચાલ વેગે વિદારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૦૩

છુટે દુઃખ છે જો ઉપાયો છતાતો,
સુખી સૌ વસો શીદ દુઃખી થતાતો ;
નચિંતે નડે તે પ્રબંધો નિવારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૦૪

અરે સજ્જનો સાંભળો શુદ્ધ આમેં,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે ;
શુણી રાખજો ચિત્ત વીચાર મારો,
કુધારો ન ધારો સુધારો વધારો. ૧૦૫

**૬૭. કુસુમ વિચિત્રાછંદ. અ૦ ૧૨. "ન ય ન ય"**

નયન યથાં બે કમળ ઉઘાડી, કુસુમ વિચિત્રા નિરખવિ વાડી ;
ભમરભલા જ્યાં અધિક ભમેછે, ગુણિજનને તે રૂદય ગમેછે. ૧૦૬

**૬૮. તામરછંદ. અ૦ ૧૨. "ન જ જ ય"**

નિજ જય કોણ કદી ન વિકાસે, જયગત તામર-નેન જણાશે ;
જય મળવા કરિ જુદ્ધ મરેછે, જય મળવા શુભ કર્મ કરેછે. ૧૦૭

**૬૯. પ્રિયંવદાછંદ. અ૦ ૧૨. "ન ભ જ ર"**

ને ભજરે પ્રભુજિ કેમ તું કદા, પરમ મિત્ર પ્રભુ છે પ્રિયંવદા ;
સરસ શાંતિ પ્રભુથી પમાયછે, પ્રભુ વિના દુઃખ અરાં ખમાયછે. ૧૦૮

**૭૦. પ્રમિતાક્ષરાછંદ. અ૦ ૧૨. "સ જ સ સ"**

સજિ શીશફૂલ બહુ બેશ બણી, પ્રમિતાક્ષરાથિ ગુણ ગાય ગણી;
વનિતા વિલોકિ ગત વાસરમાં, કરતી કલોલ કમળાકરમાં. ૧૦૯

**૭૧. શૈલછંદ. અ૦ ૧૨. "ય ય ય જ"**

લતે તૂત ગાં લાખ તેથી શું થાય,
નહી શૈલમાંથી શિલા નાશિ જાય;
મહામચ્છને સિંધુમાં સૂખ સાત,
મને તો ગમી તેમ આ ગૂજરાત. ૧૧૦

**૭૨. તરલનયનછંદ. અ૦ ૧૨. "ન ૪"**

નળ[1] નળ નળ કહિ રઘુવર, કહિ તુજ તરલ-નયન કર;
સજ કશિ વિધિ શુભ અવસર, કટક સકળ નિધિ તટપર. ૧૧૧

**૭૩. દલછંદ. અ૦ ૧૨. "ભ જ સ ય"**

ગાન શુભ ગાય પણ થાય ગંદો,
ખૂબ દલખાંત ધરિ ખાય ખંદો;
મૂર્ખ મનમાં અધિક માન માગે,
લોભ અણથોભ નહિ ક્ષોભ લાગે. ૧૧૨

**૭૪. વંશસ્થછંદ. અ૦ ૧૨. "જ ત જ ર"**

જતાં જરાં વાર કંશી ન જાણજે,
પવિત્ર વંશસ્થ પુરા પ્રમાણ જે;
અરે અજાણ્યું મરવાનું આવશે,
તમામ તેનું ધન તે તજાવશે. ૧૧૩

**૭૫. વૈશ્વદેવીછંદ. અ૦ ૧૨. "મ મ ય ય"**

માંમાયે યજ્ઞે, કૃષ્ણને યાદ કીધાં,
તેડાવ્યા વિપ્રો, વૈશ્વદેવી પ્રસિદ્ધા;
મલ્લોને આજ્ઞા, આપિ એવી વળી જે,
જે આવે જગ્યે, કૃષ્ણનો જીવ લીજે. ૧૧૪

**૭૬. ઇંદ્રવંશાછંદ. અ૦ ૧૨. "ત ત જ ર"**

તેં તો જરાં ધીરજથી તપાંસરે, થૈ ઇંદ્રવંશા ન થવું ઉદાસરે;

---

૧ નળ નામના વાંદરાને પાળ બાંધવાની સૂચના રામ કરેછે.

હેતે કરી અર્જુનને કહે હરી, સંગ્રામ સાધો ધનુ બાણને ધરી. ૧૧૫

**૭૭. તારકછંદ. અ૦ ૧૩. " સ ૪ ગ "**

શિશુશીશ ગધાંજનની રિસ જામે,
નહિ તારક દેવતણા પદ પામે;
અબળા તણિ ઘાત કરે અતિ કોપે,
પછિ તે નરને ધરશે હરિ તોપે. ૧૧૬

**૭૮. કલહંસછંદ. અ૦ ૧૩. " સ જ સ સ ગ "**

સજશે' સગાંથિ શુભ સ્નેહ રહીને,
કલહંસ કંઠ કરિ વાણિ કહીને;
સુખ સાજ આજ ધરિ લાજ વધારે,
શુભ કાજ તેજ જન સર્વ સુધારે. ૧૧૭

**૭૯. મત્તમયૂર અથવા માયાછંદ. અ૦ ૧૩. "મ ત ય સ ગ"**

મેં તેયો' સંગે, વસિ સારૂં સુખ માણ્યું,
માયા જોડીને, જનમ્યાનું ફળ જાણ્યું;
તે તો સર્વેના, ગુરૂજી સંશય તોડે,
જે છે તે જેવા, સુવસે તે જન જોડે. ૧૧૮

**૮૦. પ્રભાવતીછંદ. અ૦ ૧૩. " ત ભ સ જ ગ "**

તું ભાસિ જે, ગુણ ગણના શિખાવતી,
સ્નેહિ સદા, મુજ પણ તું પ્રભાવતી;
તારોજ છું, જન ભગવંતિ ભારતી;
દેવી રખે, દિલ મુજને વિસારતી. ૧૧૯

**૮૧. કંદુકછંદ. અ૦ ૧૩. " ય ૪ લ "**

લતાં તાત તેં બાગવાને બગાંડીજ,
રમી કંદુકે રોજ ખામી લગાડીજ;
હવે નાગવલ્લી હશે સારિ તે કેમ,
અરે આપણો બાગ શું સૂઝરે એમ. ૧૨૦

**૮૨. વસંતતિલકાછંદ. અ૦ ૧૪. " ત ભ જ જ ગ "**

તું ભોજ જોગ ગણતાં, તુંછ ભૂપ ભાસે',

વેશ્યા વસંતતિલકા, કેદિ કીર્તિ ગાશે ;
હેયે પ્રજા હિત કશો, ન વસ્યો સુધારો,
શી કીર્તિ તારિ કથશે, કવિ કોઈ સારો. ૧૨૧

**૮૩. લીલાછંદ. અ૦ ૧૪. "ત ભ ય જ ગ લ".**

તેં ભૂપ તારિ લહિ, નિંચ્ચે થયો વિનાશ,
જેની કૃપાથી કરિ, પામ્યો લિલા વિલાસ;
તેનો કદાપિ નહિ, કીધો જ તેં તપાસ,
દંભી દિઠોજ દિલ, દીઠો ન દેવદાસ. ૧૨૨

**૮૪. પડધમીછંદ. અ૦ ૧૪. "ન ભ જ ર ગ ગ"**

ન ભજરે, ગગડતાં, પથરનેં બંદા,
પ્રગટતાં, પ્રથમથી, પડધમીછંદા ;
ધરમના, કરમના, સરસ જ્યાં ધારા,
અમર ત્યાં, અવરમાં, ભ્રમણના ભારા. ૧૨૩

**૮૫. ચામરછંદ. અ૦ ૧૫. "ર જ ર જ ર"**

રોજ રોજ રાચિનેં રમોજ રાગરંગમાં,
ચામરો ચલાવિ ચિત્ત મોહિ મોરચંગમાં ;
બાગમાં બિરાજિ સાજિ અંગરાગ અંગમાં,
કેદિ જેમ કોટડી વિષે વસ્યો કુઢંગમાં. ૧૨૪

**૮૬. નિશિપાળછંદ. અ૦ ૧૫. "ભ જ સ ન ર"**

ભોજ સુનિ રિદ્ધિ કદિ કાળ નહિ રાખતો,
ચોકી નિશિપાળતણિ રાખિ સુખ ચાખતો ;
જોર નહિ જ્યાં સકળ ચોરતણું ચાલતું,
દુષ્ટ દિલ સાલ મહિપાળ બળ સાલતું. ૧૨૫

**૮૭. માલિનીછંદ. અ૦ ૧૫. "ન ન મ ય ય"**

નંદસુત ગુરૂગાથાં, સાંભળી શોક પામે,
અધિક હિતથિ આણ્યાં, માલિની સંગ ભામે ;
રજનિ દિવસ રાખ્યાં, પ્રીતથી પંડપાસે,
નળનૃપ નિજનારી, લૈ વને જાય વાસે. ૧૨૬

**૮૮. માળા અથવા સૃગ્ણિછંદ. અ૰ ૧૫. "ન ૪ સ"**

નળ નળ નળ સુખ તજિ વહુ નળની,
શૃણિ ધરિ જપિ પળ વિપળ સકળની;
ગતિ કરિ અતિ ફરિ ફરિ વન વનમાં,
• ગતિ અતિ વિકળ મનન પતિ મનમાં. ૧૨૭

**૮૯. સારંગીછંદ. અ૰ ૧૫. "મ ૫"**

મામી મામો મોટો લોટો, મોઢું પાણી માગેછે',
સારંગી લેને શું બેઠાં, ભૂખ્યાં હાડો ભાગેછે;
રાંધો શીંધો રૂડી રીતે, પ્રીતે પાણી લાવોને,
ભાવે જે સાહેલી ભેગાં, વેગે વેલાં આવોને. ૧૨૮

**૯૦. નલિની અથવા ભ્રમરાવળીછંદ. અ૰ ૧૫. "સ ૫"**

શિશુ લે' જળ ભાગ વિલોકિ પ્રભાત સમે',
રસ ભોગિ ભલી ભ્રમરાવળિ કેવી ભમે;
મન રંજન કંજ પ્રફુલ્લિત કોમળ છે,
જમુના જળથી પણ નિર્મળ તે જળ છે. ૧૨૯

**૯૧. હંસછંદ. અ૰ ૧૫. "સ જ જ ભ ર"**

સજ કુંભ રાવણ શત્રુની' રટનાં સદા,
સ્વર હંસથી પણ શુદ્ધ તો કહીશું તદા;
બકનાર થૈ બકવા કરી નહિ બોલજે,
તજિ તૂત તું ખરૂ તત્વ તે પણ તોલજે. ૧૩૦

**૯૨. ચંચળાછંદ. અ૰ ૧૬. "ર જ ર જ ર લ"**

રે' જરા જરા લખાય તેટલુંજ તું લખીશ;
ચંચળા થશેજ ચિત્તવૃત્તિ સદા તું શિખીશ;
એટલો અભ્યાસ આજથી અધિક આદરીશ,
કેટલાક કાળમાં વિશાળ કામ તું કરીશ. ૧૩૧

**૯૩. વિશેષ અથવા નીલછંદ. અ૰ ૧૬. "ભ ૫ ગ"**

ભાભિ ભમે' ભગવાન, મુખે' ભણતાંજ ભજે,
વાદ વિશેષ વિચારિ, તમે તતકાળ તજો;

વેદ પુરાણ કુરાન, ભલી વિધિયે ભણવાં,
જો ન ભજે ભગવાન, ભણ્યાં ન ભણ્યાં ગણવાં. ૧૩૨

**૭૪. નારાચછંદ. અ૦ ૧૬. "જ ર જ ર જ ગ"**

જરા જરા જગન્નિનાથ ભક્તિ જુક્તિ જાણિને,
નરાચછંદથી કરો નરો વિશુદ્ધ વાણિને;
કર્યાથી આમ ઠામ ઠામ એજ કામ આવશે,
મટાડિને મહાકલેશ મારથી મુકાવશે. ૧૩૩

**૭૫. રૂપમાળીછંદ. અ૦ ૧૭. "ર સ જ જ ભ ગ લ"**

રીઝ જો જિભ ગાળશો બકવાં કર્યે બહુ થાય,
રાણિ જો શુભ રૂપમાળ ચિતે ન ભૂપતિ ચાય;
બોલવો મુખ બોલ તે કરિ તોલવંત વિચાર,
કાઢવો નહિ આકરો અણબુદ્ધિ એક ઉચાર. ૧૩૪

**૭૬. શિખરિણીછંદ. અ૦ ૧૭. "ય મ ન સ ભ લ ગ"**

યમોનાં સંભાળી, ગણ અગણિતો દોષથિ ડરો,
દિસે રસ્તો સેલો, ભવશિખરિણી અંત અઘરો;
ભુલાશો લોભાશો, લગભગ લુટાશો સિમસુધી,
ઉમંગેથી અંગે, સજવિ સતસંગે સદબુધિ. ૧૩૫

**પ્રભુસ્તુતિ.**

પિતા માતા તો તું, જરૂર વળિ ત્રાતા જગતનો,
સદા શાતા દાતા, ભગનિ જન ભ્રાતા ભગતનો;
પુરાણે પ્રખ્યાતા, પ્રભુજી કરૂણા કોટિ કરજે,
મહારાજા મારૂં, દલપત કહે દુઃખ હરજે. ૧૩૬
નથી હુંમાં નીતી, નથિ પરમપ્રીતી પ્રભુપદે,
નથી રૂડી રીતી, નથિ અધિક બીતી ધરિ રૂદે;
તથાપી તું તારૂં, બિરદ મનમાં શુદ્ધ ધરજે,
મહારાજા મારૂં, દલપત કહે દુઃખ હરજે. ૧૩૭

**૭૭. મંદાક્રાંતાછંદ. અ૦ ૧૭. "મ ભ ન ત ત ગ ગ"**

ગાંમે નાંશી, ગંધુ શ્રવનથી, હાંમને દામ મેલી,

મંદાક્રાંતા, વણિક વનિતા, તેથિ થૈ ત્રાંસ ઘેલી ;
બારે બેઠી, બહુજ બકતી, છેક છે માથુ ફૂટું,
ઘેલી કેરૂં, ગરિબ ઘર છે, લિખ્યિ એવું ન લૂટ્યું. ૧૩૮

૯૮. પૃથ્વીછંદ. અ૦ ૧૭. " જ સ જ સ ય લ ગ "

. લગી[1] નર નરાં, રહે[1] ઘર ભર્યાં, દિવા રાત્રિમાં,
નહી હરઘડી, વધે ઘરવિષે, પ્રજા પૃથ્વિમાં ;
વિના નર કદિ, સ્ત્રિયો અવનિમાં, વસે જેટલી,
પ્રજા પણ નહીં, વધે નરવિના, જુઓ એટલી. ૧૩૯

૯૯. હરિણીછંદ અ૦ ૧૭. " ન સ મ ર સ લ ગ "

ને સમરસ લાગે[1] ઝેરને[1], સુધારસ જ્યાં હશે[1],
નયન હરિણીનાં ઘૂડનાં બરાબર ક્યાં થશે ;
મુરખ જનના ને જ્ઞાનિના વિચાર ન મેળવો,
કનકરજ સાથે ધૂળનો ન ભેગુજ ભેળવો. ૧૪૦

૧૦૦. ચર્ચરીછંદ અથવા વિબુધપ્રિયા. અ૦ ૧૮.

" ર સ જ જ ભ ર "

રીસ જો જિભ રાખશે[1], જન ભાખશે[1] ન મુખે ભલું[1],
ચર્ચરી ચિતમાં થશે, વળિ કષ્ટ કારણ કેટલૂં ;
ક્લેશથી લવલેશ જો, કદિ ક્રોધ અંતર ઊપજે,
નેણમાં વળિ વેણમાં, પણ શાંતિ સજ્જન તો સજે. ૧૪૧

૧૦૧. ચંદ્રક્રીડાછંદ. અ૦ ૧૮. " ય ૬ "

લતે[1] તાત તું તો ગેંગો છેક છે[1] છોકરાંથીજ છોટો, .
જુએ ચંદ્રક્રીડા મુછાળો થઈ માનવી આપ મોટો ;
હસે ને ખસે ને ધસે પ્રાહને શું શશીબિંબ સામે,
તજી અર્થ ઉદ્યોગનો જોગ શું કાળ કાઢે નકામો. ૧૪૨

૧૦૨. ઝૂલણાછંદ. અ૦ ૧૯. " સ જ જ ભ ર સ "

સજ જીભરે[1] સલુણી[1] સદા, શુભ વાક્યમાંહિ મિઠાશ,
ઝુલતુંજ બાળક ઝૂલણાતણું[2], હર્ખિ હોય હુલાસ ;
નર નારિ ધારિ વિચારિને, વળિ સારિ સારિ કહેજ,
શુણિ રંકને વળિ રાય તે, દિલ રાજિ રાજિ રહેજ. ૧૪૩.

---

૧ ક્રીકો. ૨ પારણાનું.

**૧૦૩. શાર્દૂલવિક્રીડિતછંદ. અ० ૧૯. " મસજસતતગ "**

માંડી જો સુત તેં ગણી ન સુજની, કાયા કશી પીડિ તે;
તેથી હું સ્તુતિ તારિ સારિ સજાઉં, શાર્દૂલવિક્રીડિતે ;
માતા મોટી સમાન દાન સુખ દે, પાળ્યો ગણી પ્રાણ જે ;
જીવું જ્યાંસુધિ જે ન જાણ જશતો, પાપી પુરો જાણજે.૧૪૪

**ગાયકવાડ મહારાજને આશીર્વાદ.**

કલ્યાણી કમળાક્ષિ દેવિ કમળા, કલ્યાણ તે તો કરે ;
ભંડારી ભવદેવનો ભવનમાં, ભંડાર ભારે ભરે ;
સિદ્ધી બુદ્ધિ સમૃદ્ધિ વૃદ્ધિ સુખ સૌ, સોંપે સદા શ્યામજી;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં, રાખે રૂડા રામજી. ૧૪૫
પ્રીતે પ્રૌઢ પ્રતાપ પૂર્ણ પ્રભુતા, પામો પ્રજાના પતી ;
મોટા મત્ત ગજેંદ્ર રત્ન સરિખા, દેવેંદ્ર તે દે અતી ;
ધારી ધૈર્ય ધનુર્ધરાદિ વિધિના, ધીમંત છો ધામજી ;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં, રાખે રૂડા રામજી. ૧૪૬
વિદ્યા વાદ વિનોદ વાણિ વિમળા, જિંહ્વાગ્ર વાસો વસે ;
આપે ઇષ્ટ અભીષ્ટ કષ્ટ હરિને, સંપુષ્ટિ તુષ્ટી થશે ;
મંત્રી મિત્ર પવિત્ર પાત્ર મતિના, કલ્પ્યાં કરે કામજી ;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં, રાખે રૂડા રામજી. ૧૪૭

**૧૦૪. શંભુછંદ. અ० ૧૯. " સ ત ય ભ મ મ ગ "**

સંતિયે ભૂંમી મુગટે મેલી, કર જોડીને વંદ્યા સ્વામી ;
સતિથી શંભૂ હસિને બોલ્યા, પછિ તે પ્રીતી પૂરી પામી ;
જિવતો કીધો સુતને જ્યારે, શુભ માથું હાથીનું મેલી ;
ઉરમાં આનંદ અતી આવ્યો, શિવખોળે જે ખાંતે ખેલી.૧૪૮

**૧૦૫. ગીતક અથવા મુનિશેખરછંદ. અ० ૨૦.**
**" સ જ જ ભ ર સ લ ગ "**

સજિજો ભરી સજગાત્ર ખંધુક, તાકિ તોડ નિશાન તું ;
શુભ એ કળા મુનિશેખરે, શિખવેલિ તેજ સમાન તું ;
કરિ ક્ષત્રિ ધર્મનું કર્મ તે, પરમાર્થ પૂરણ પામશે ;
દળ દુષ્ટને સુખ દીનને દઈ, જે થકી જશ જામશે. ૧૪૯

**૧૦૬. સ્રગ્ધરાછંદ. અ૦ ૨૧ "મરભનયયય"**

મૈં રંભાને લતં તં, ગંગડિ પંડિ દિઠી, સ્વર્ગથી સાત વાંરી;
માટે તે મેલ આળા, મુનિજન સમિપે, સ્રગ્ધરા નારિ સારી;
હાવે ભાવે વિભાવે, ચિત ન મુજ ચળે, છેક વૈરાગ્ય છાંડી;
મેલીને માન ઘેલી, જુગતિ તજિજ જા, શું ઉભી મૂખ માંડી. ૧૫૦

**૧૦૭. મદિરાછંદ. અ૦ ૨૨. "ભ૭ગ"**

ગાં શિશ શું શશિશો સુખકાર, સજી સગળાં સુખસાગરને;
તું મદિરા મદથી ન મચાશ, બચાશ ભજી નટનાગરને;
ઇશ્વરને તજિ અન્ય ભજે જડ, કૂપ તજે ગ્રહિ ગાગરને;
ઓષડ વેષડ વૈદ તણાં તજિ, યાર કરે કિમિયાગરને. ૧૫૧

**૧૦૮. હંસીછંદ. અ૦ ૨૨. "મમતનનનસગ"**

માં મોતીને નાના સંગે, ધરમ કરમ પર રંગરગ લાગી;
હંસી ત્યાંની બોલી ત્યારે, અઘટિત ગરવ ન કરિશ અભાગી;
જે પોતાને ધર્મી જાણે, પરજન પર અતિ અરૂચિજ આણે;
તેને તે શું ધર્મી ધારો, તન તજિ ખચિત ગમન દુઃખ ખાણે. ૧૫૨

**૧૦૯. કેકનીશારદાછંદ. અ૦ ૨૩. "ર૭ગલ"**

રે રરા રે રરા રાગ લે કેકિનો, શુદ્ધ સારી રિતે સાંભળી સાદ;
કેકની-શારદા સૌથિ શોભે ભલી, અંતરે એજતું રાખજે યાદ;
આ સ્વરે એકઠો થૈ મકારે મળી, જૈશ તો સર્વને લાગશે સ્વાદ;
જો અકારે મકારે મળી જૈશતો, તુચ્છ તું થૈશ મેલીશ મર્જાદ. ૧૫૩

**૧૧૦. સર્વગામી અથવા અગ્રછંદ. અ૦ ૨૩. "ત૭ગગ"**

તું તાત તું તાત તું ગંગધારી, ભલું કામને બાળિને કામ કીધું;
તું 'સર્વગામી' સદા વિશ્વનું તે, વળી મૂળથી 'અગ્ર' તો માંડી દીધું;
જો શુદ્ધ ભાવે સજી સેવના તો, વડા દેવના વેરિથી વેર લીધું;
તેં સિંધુ મંથ્યા સમે કીધિ કોટી, કૃપા પ્રાણિને પાળવા ઝેર પીધું. ૧૫૪

**૧૧૧. વર્ણવાધેશ્વરીછંદ. અ૦ ૨૩. "ય૭લગ"**

લતે તાત તું તાત તું ગા પ્રભુને,
પ્રભુની કૃપાથી ભલું પામશે;

૨ટો વર્ણ વાગ્ગેશ્વરી નામના ને,
કહો તે તમે આવશે કામ શે!
મળે મોક્ષનો માર્ગ તો શ્રી પ્રભુથી,
પ્રભુથી પુરો પ્રેમ જો જામશે;
તજી અન્યનો આશરો આ સમામાં,
ભજો ભક્તિથી વેદના વામશે. ૧૫૫

**૧૧૨. ઇંદ્રવિજય અથવા મત્તગયંદછંદ. અ૦ ૨૩. "ભ ૭ ગ ગ"**

ગાં શિશુ સાંસ સુસાંસ ગણી ગણિ,
ત્રાંસ નિવારણ તો પ્રભુ તે છે;
'ઇંદ્રવિજે' પણ એથી થયો વળી,
'મત્તગયંદ' મુકાવણ જે છે;
વિશ્વનું કારણ દુઃખ વિદારણ,
તારણ તેજ ઉગારણ એ છે;
દીનદયાળ પ્રજાપ્રતિ પાળક,
દેવ તને સઘળાં સુખ દેછે. ૧૫૬

## ઈશ્વર વિષે.

કોઇક દેશતણા કવિયો નિજ, ભુપતિને ભગવાન ભણેછે,
કોઇક દેશ તણા કવિયો, ગુરૂનેજ પ્રભુ અવતાર ગણેછે;
સૂર્ય સમુદ્ર હુતાશનના, મહિમાનિ ભિંતો ચિતમાંહિ ચણેછે;
કોણ નકી દલપત્ત કહે દિલ, દૃષ્ટિથકી પ્રભુ દૂર રહેછે. ૧૫૭
તોપણ તેં કશુએ ન કહ્યું કદિ, થાવર વસ્તુ તણો કરિ થાપ્યો;
તોપણ તેં કશુએ ન કહ્યું કદિ, ક્રોધ ધરી લઇ કર્વત કાપ્યો;
તોપણ તેં કશુએ ન કહ્યું, જપમાળ ધરી કરી જીભથી જાપ્યો;
કોઈ પ્રકાર કહે દલપત્ત, ન ઉત્તર ઈશ્વર તેં કદિ આપ્યો. ૧૫૮
કેક વસ્યા વનવાસ ઉદાસથિ, મંદિર માલતણી તજી માયા;
કેક તને મળવા હળવા તુજ, ધ્યાન ધરી બહુ તીરથ ધાયા;
કેક મુઆ ઉપવાસ કરી કરિ, કેક પ્રજાળિ મુઆ નિજ કાયા;
તોપણ તેં દલપત્ત કહે નહિ, ઉત્તર એક દીધો જગરાયા. ૧૫૯

હારિ રહ્યા મનમાંહિ મુનીશ્વર, વિશ્વપતી તણિ વાત વિચારી;
તર્ક કરી કરિ તત્વ જડ્યું નહિ, દૃષ્ટિ ઘણી દિલ હંડિ ઉતારી;
માન તજી અનુમાન કરી લખ્યું, કે મન વાણિ ન પોગ્યિ અમારી;
કેમ શકે કહી કોઈ કવીશ્વર, ઈશ્વરની ગતિ વિશ્વથી ન્યારી. ૧૬૦
ભક્તિ કરી ભલિ ભાત મુઆ પણ, માનવિ પાસ વિમાન ન આવ્યું;
પત્ર ન મોકલ્યું અત્ર લખી વળિ, કોઇનિ સાથ ન કેણ કહાવ્યું;
હોત રહ્યો જન કોઇ સજીવન, તોપણ માનત તેનું બતાવ્યું;
કાંઇ ઉપાય ન તેથિ કરે જન, જે જનના મનમાં જ્યમ ભાવ્યું. ૧૬૧

### ૧૧૩. મલ્લિકાછંદ. અ૦ ૨૩. "જ ૭ લ ગ"

જજોજિ જજોજિ જળો ગણતાં, જળ એકજ જાતિતણું જડશે;
જુઓ બહુ ફૂલ જુદાંજ જુદાં, મલિકા નહિ જૂદિ ચિતે ચડશે;
નથી પ્રભુ એ પણ નામ અપાર, અપાર પ્રભુ નજરે પડશે;
સદા સમજૂ જનતો સમજે, પણ મૂડજ ઘાટ ઘણા ઘડશે. ૧૬૨

### ૧૧૪. કિરીટછંદ. અ૦ ૨૪. "ભ ૮"

ભંભભ ભંભભ ભંભ બજે ડક,
એ શુણિ આવિ માત્યાં જન આંગણ;
પીછ તણા કરિ કૈક કિરીટ,
ધર્યા શિર જામનિમાં કરિ જાગણ;
એજ અભાગિ અજાણનિ આગળ,
આવિ મળી વળિ નારિ અભાગણ;
એલ કરી ખુબ પ્રેલ કરે જન,
પ્રેલિ ફિતૂરિ તને ફટ ફાગણ. ૧૬૩

### ૧૧૫. દેવછંદ. અ૦ ૨૪. "ય ૮"

લગાંરે રરાંરે રરાં રાગ છાંડી,
કહી તર્કમાંથી જતો રેશ જાણી;
તજી દેવવાણી જશે શબ્દ તે,
યાવનીમાં અને કાળનો અર્થ આણી;
રમા શબ્દમાંથી જતો રેશ તો તે,

એમાં એટલે એ અલક્ષ્મી પ્રમાણી ;
રૂડા રામના નામમાં તેં રહ્યાથી,
લિધી એટલી શક્તિ તો સઘ તાણી. ૧૬૪

**૧૧૬. વૈકુંઠધામાછંદ. અ૦ ૨૪. "ર ૮"**

ગાંળ તો તાંતિ તે તાંત તેં ગાંઇ છે,
રે' કહ્યો અંન્ય ઉપાંસિ શા કારણે ;
દેવ વૈકુંઠધામા વિના વિશ્વમાં,
ધ્યાન ધારૂ ન ધારી ખરી ધારણે ;
અંતરે આંટિ એતો પડી આદિથી,
પાંચમે વર્ષ પૌઢ્યો હતો પારણે ;
છેક તે ટેક છોડયોજ છૂટે નહીં,
બોલતાં બોલ બીજી રિતે બારણે. ૧૬૫

**૧૧૭. દુર્મિલાછંદ. અ૦ ૨૪. "સ ૮"**

શશિ શૂં શશિ શૂં શશકાંતણિ સંગત,
અંગ ઉમંગ સુજી સુજવી' ;
તુજને જન તે દુર્મિલાપ થકી,
કહિ નામ શશાંક પિડે પજવી ;
તજિ તે છબી તુર્ત હવે હરખાઈ,
ભલી છબી કોઇ બીજી ભજવી ;
જગમાં હલકાઈ કહે સઊ સજ્જન,
તે તણિ સંગત તો તજવી. ૧૬૬

**૧૧૮. સુખદા, વિષ્ણુ, અથવા સુરેશ્વરછંદ. અ૦૨૪. "જ૭ય"**

જજોંજિ જજોંજિ જયે' કરી જ્યોત,
જુઓં જયવંત જને' કરિ જેવી,
સદા 'સુખદા' અપવર્ગ વિષે પણ,
આગળ એજ થશે વળિ એવી,
વડી પ્રિય, 'વિષ્ણુ' 'સુરેશ્વરને' વળિ,
તે પરમેશ્વરને પ્રિય તેવી ;

અગાધ અતી અવિનાશિ થશે,[3]
ઉપમા પછિ અન્ય કહે કવિ કેવી. ૧૬૭

**૧૧૯. કલાકુશળ, અથવા લવિંગલતાછંદ. અ૦ ૨૫. "જ ૮ લ"**

જજોજિ જજોજિ જજો લઈને જશ,
પુંણ્ય વધે વળિ પાંપ નિવારણ ;
અનેક 'કળાકુશળે' કરિલે કરિ,
કીર્તિ 'લાવિંગલતા' ભવતારણ ;
વડા વિદ્વાન કરે મુખવાસ,
કૃપા નિધિની રિઝનું પણ કારણ ;
વધે સુખદાયક વાયક શુદ્ધ,
સભાસદ મધ્ય સભા શણગારણ. ૧૬૮

**૧૨૦. અરવિંદમુખીછંદ. અ૦ ૨૫. "સ ૮ લ"**

શશલેજિજ જૈ[2] જુજ જુક્તિ સત્યાથિ,
મહાંમદમત્ત મુઓ ગજરાજ ;
મનમાં ગણજે અરવિંદ મુખી,
બળ બુદ્ધિ થકી અધિકું નહિ આજ ;
બળવંત બહુ ગજરાજ બનેલ,
કરે નરને વશ થૈ નિત કાજ ;
મગરો પણ માનવિથીજ મરાય,
જુઓ વળિ જેથિ ન મોટુ જહાજ. ૧૬૯

**૧૨૧. કિશોરછંદ. અ૦ ૨૬. "સ ૮ લ લ"**

સજજોજિ જજોજિ જજો લવલેશ,
કુછંદ કળા ગુણ ગાય ન ગાયક ;
વયવૃદ્ધ કિશોરતણે વદને,
વસુજોજિ સુછંદ કળા સુખદાયક ;
જગમાં જન જેથિ જણાય જરૂર,
લલીતપણે શુભ લક્ષણ લાયક ;

---

૧. સસલાએ. ૨ જઈને. [ સસલાએ જઈ જરા જુક્તિ કીધાથી મોટો હાથી મરાયો. ] ૩ કુછંદકળા સળીજનો ને જરાએ જરા જતી રહેજો, ઈત્યાદિ.

વળિ દેશિ જનોપર પ્રીત વધારી,
સુખે કરિ થાય સદૈવ સહાયક. ૧૭૦

### ૧૨૨. મનહરછંદ. અ૦ ૩૧.

અક્ષર જે એકત્રીશ, ધાંગીધારીને ધરીશ,
સોમાડે ગુરૂ સજીશ, તે પદે તમામને ;
આવે વર્ણ આઠ આઠ, પઢતાં પવિત્ર પાઠ,
ઠરાવી વીશ્રામ ઠાઠ, ઠીક ગણી ઠામને ;
ગુરૂ લઘુ ગણિતથી, નીયમ કળાનો નથી,
શીખીને સજે સુખથી, હૈયે રાખી હામને ;
સારો છંદ સુખધામ, નકી મનહર નામ,
રચી દલપત્તરામ, રટે રામનામને. ૧૭૧

### નાળિએર વિષે.

નિહાળીને નાળિયેરી-કેરૂ ફળ નાળિયેર,
મનુષ્યના મુખસમ શોભે શોભા સારિતે ;
કહે દલપત્ત કહું કલપના કરી કોઈ,
કવિયે કવિતા ત્યાં વિચારીને ઉચ્ચારિતે ;
કોઈ કાળે કરતારે ભુવનને ભરતારે ;
ધરા ઉપરે પ્રજા વધારવાને ધારિતે ;
હું જાણુછુ નારિયો નઠારિયોથી હારીને,
વિચારીને સ્રષ્ટાએ સૃષ્ટિ વૃક્ષથી વિસ્તારિતે. ૧૭૨
કરીને મજુરી પુરી પુરૂષે કમાણી આણી,
ઠાલી ઠકરાણી થૈ નિશ્ચિંત ખાય નારિ તે ;
કહે દલપતરામ દામ તે તમામ લેતાં,
કદાપિ ન કહે કશી વાતે ઉપકારિ તે ;
જરૂર બીજી તો કશી જોવાથી જણાતી નથી,
વંશવૃદ્ધિ માટે પરણીને કરે પ્યારિ તે ;
હું જાણુછુ નારિયો નઠારિયોથી હારીને,
વિચારીને સ્રષ્ટાએ સૃષ્ટિ વૃક્ષથી વિસ્તારિ તે. ૧૭૩
સમજે ન પોતે અણસમજુ પતિને કહે,

ધુંધવતી બોલે બોલ ધમકી ધિક્કારિ તે;
કંથને અત્યંત નિત્ય કાયર કાયર કરે,
કલેશનું વિશેષ મૂળ કષ્ટ પુષ્ટકારિ તે;
જાણી અવગુણખાણી કહું શું વખાણી ખૂબ,
ઝપટ કપટથી લપટ દિલદારિ તે;
હું જાણુછુ નારિયો નઠારિયોથી હારિને,
વિચારીને સ્રષ્ટાએ સૃષ્ટિ વૃક્ષથી વિસ્તારિ તે. ૧૭૪
કરીને કંકાસ દિલ કંથનુ ઉદાસ કરે,
ખુશામદ કીધે ખુશી ન રહે નઠારિ તે;
કેકે તેથી ત્રાસી નાશી કીધો જઇ કાશી વાસ,
કેકે જોગાભ્યાસી વનવાસી થૈ વિસારિ તે;
એજ પાપે પીધું હશે અગસ્તે સમસ્ત પોતે,
અસ્ત થવા હળાહળ વિષવાળું વારિ તે;
હું જાણુછુ નારિયો નઠારિયોથી હારિને,
વિચારીને સ્રષ્ટાએ સૃષ્ટિ વૃક્ષથી વિસ્તારિ તે. ૧૭૫

## ૧૨૩. ઘનાક્ષરીછંદ. અ૦ ૩૨.

ચરણ ચરણમધ્ય વરણ બત્રીશ વસે,
'વિશ્રામ વિશ્રામ ઠામ અક્ષર જ્યાં આઠ આઠ;
ઘણો તો આનંદકંદ છંદ તે ઘનાક્ષરી છે,
એમ છંદ શૃંગારપિંગળમાં લખેલ પાઠ;
અંતે ગુરૂ લઘુ આણ કાંતો જોડ લઘુ જાણ,
વિશ્વપતિને વખાણ ઠરાવીને ઠીકઠાઠ;
ચારે ચરણોમાં વર્ણ એકસો અઠાવીશ છે,
અર્દ્ધછંદમાં તો ચાર ઉપર શોભીત સાઠ. ૧૭૬

## પારકી પ્રીત વિષે.

પ્યારા પિયુજી પરાઈ પ્રીતની પ્રતીત તજો,
વિસરતાં વિસરતાં વિસારી વિસરી જાય;
ફુલેલાં દેખીને ફૂલ ફોગટ ફૂલાવું નહીં,

ફુલની સફાઈ તો ફરે દિવસે ફરી જાય;
પીતળનો પ્રીતનો પતંગનો પોથીનો રંગ,
નવો નવો નવદિન સુધી હૈયું હરી જાય;
ચાહિને ચઢાવિયે તો ચારગણો ચઢ્યો જાય,
ઉતરવા દૈયે તો ઉતરતાં ઉતરી જાય. ૧૭૭

અર્દ્ધસમપદછંદ.

૧૨૪. વૈતાળીયછંદ. અ૦ ૧૦-૧૧.

"સ સ જ ગ" "સ ભ ર લ ગ"

શંશિ જો ગુણસુર્ય માળથી, સંભરે લાગિવજે વિશાળથી;
તુજમાં કદિ તે ગુણો રહ્યા, નથિ વૈતાળિય કાવ્યમાં કહ્યા. ૧૭૮
રચના રચનારરે ધણી, કરુણાળુ કરુણા કરો ઘણી;
પ્રભુતા પ્રભુતારિ તું ધરી, મજરો લૈ મજરોગ લે હરી. ૧૭૯
(વૈતાળીયના ઘણા ભેદ છે, પણ આ ઠેકાણે લખ્યા નથી.)

પુષ્પિતાગ્રા. અ૦ ૧૨-૧૩. "ન ન ર ય૦" "ન જ જ ર ગ"

ને નર યવંન જાણ જૂદિ જાતે',
નિજ જર ગાંઠ વિષે' ન જૂદિ નાતે';
કિધ અરપણ પુષ્પ પુષ્પિતાગ્રા,
સકળ સજાતિ સજાતિ વહ્નિ સાગ્રા. ૧૮૦
નથિ નથિ વૃત પાર પિંગળોમાં,
પણ ભલિ વીધ પ્રસિદ્ધ પુસ્તકોમાં;
નિરખિ નિરખિને પ્રમાણ આપ્યાં,
છુંટકજ છંદ સ્વરૂપ છેક છાપ્યાં. ૧૮૧

---

# પ્રકરણ ૪ થું.

## સંખ્યા પ્રસ્તારાદિક.

### હરિગીતછંદ.

સંખ્યા અને પ્રસ્તાર શુચિ વળિ, નષ્ટ ને ઉદ્દિષ્ટ છે,
મેરૂ પતાકા મર્કટી એ, આઠ ભેદ અભિષ્ટ છે;

માત્રાતણા ને વરણના; જૂદા જૂદા તે જાણવા,
સગળા મળીને સોળ ભેદ, વિવેક રાખિ વખાણવા. ૧

**સંખ્યાલક્ષણ.**

આટલી માત્રાની કહો કવિ, છંદ જાતી જેટલી,
આટલા અક્ષરની કહો વળિ, છંદ જાતી કેટલી;
જો એમ પૂછે પ્રશ્ન તો, કહિયે ઉતર ગણતી કરી,
સમજજો તેનું નામ સંખ્યા, ધીરનર ધીરજ ધરી. ૨

માત્રાસંખ્યા.

દોહરા.

આંક એક પછિ બે લખી, પૈછિ મેળવ ધુરે અંક;
ત્રણ લખિને તે પ્રથમનો, ગણિ લખ પાંચ નિશંક. ૩
એ સંખ્યાથી સમજવું, એક કળાનો એક;
બેના બે છંદો બને, વળિપણ એજ વિવેક. ૪

**માત્રાસંખ્યાનું ઉદાહરણ.**

| કેટલી માત્રાના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કેટલી જાતિના છંદો બને. | ૧ | ૨ | ૩ | ૫ | ૮ | ૧૩ | ૨૧ | ૩૪ | ૫૫ | ૮૯ |

પ્રસ્તારનું કારણ.

દોહરા.

તે સઘળા છંદો તણા, કરિ જોવા આકાર;
ઇચ્છા જો ઉર ઉપજે, પછિ કરિયે પ્રસ્તાર. ૫

**માત્રા પ્રસ્તાર.**

જો તું ઈચ્છે જેટલી, માત્રાનો પ્રસ્તાર;
ગુરૂ લખિને ગણતાં વધે, તો લઘુ આગળ ધાર. ૬
પ્રથમ ગુરૂ નીચે લઘુ, પછિ લખ ઉપર પ્રમાણ;
જો માત્રા ગણતાં ઘટે, લઘુગુરૂ આગળ આણ. ૭
એજ રિતે લખતાં જવું, આવે જ્યાંસુધિ અંત;

---

૧ પહેલો આંકડો.

લખતાં આવે સર્વ લઘુ, લખિયે ત્યાં પર્યંત. ૮

## માત્રાપ્રસ્તારનાં ઉદાહરણ.

| કેટલી માત્રાનો | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|
| પ્રસ્તાર. | । | ઽ | ।ઽ | ઽઽ | ।ઽઽ |
| | | ।। | ઽ। | ।।ઽ | ઽ।ઽ |
| | | | ।।। | ।ઽ। | ।।।ઽ |
| | | | | ઽ।। | ઽઽ। |
| | | | | ।।।। | ।।ઽ। |
| | | | | | ।ઽ।। |
| | | | | | ઽ।।। |
| | | | | | ।।।।। |

## શુચિલક્ષણ.

રૂપ એ વિષે કેટલાં, આદિલઘુના હોય;
અંત લઘૂ, ગુરૂ આદિનાં, ગુરૂ છેવટનાં જોય. ૯
અને લઘૂ આદ્યંતનાં, લઘુ આગળ ગુરૂ અંત;
ગુરૂ આગળ લઘુ અંતનાં, દિસે ગુરૂ આદ્યંત. ૧૦
સંખ્યાક્ષરથી સર્વ તો, તેનો થાય તપાસ;
શુચિ તેને તો સમજવી, વધે અચળ વિશ્વાસ. ૧૧

માત્રાપ્રસ્તાર શુચિ.

## હરિગીતછંદ.

સંખ્યાંત અંક સમીપ અંક, સમાન જાણો જેટલાં;
લઘુ આદિનાં રૂપ એટલાં, લઘુ અંતનાં પણ એટલાં;
અંત્યાંકથી દ્વિતિયાંક-સમ, ગુરૂ આદિનાં, ગુરૂ અંતના;
વળિ જરૂર જાણો એટલાં, એમાં લઘુ આદ્યંતના. ૧૨
અંત્યાંકથી તૃતિયાંક-સમ, લઘુ અંતને ગુરૂ આદિનાં;
તેનીજ તુલ્ય તમામ છે, ગુરૂ અંતને લઘ્વાદિનાં;
પણ ચતુર્થાંક પ્રમાણ છે, આદ્યંત ગુરૂનાં વૃત્ત તો;
શુચિ માત્રિકા પ્રસ્તારની, દિશિ દાખવે દલપત્ત તો. ૧૩

**પાંચમાત્રાના પ્રસ્તારની શુચિનું ઉદાહરણ.**

| રૂપનો આકાર. | એવાં કેટલાં રૂપ. |
|---|---|
| લઘુ આદિનાં. | ૫ |
| લઘુ અંતનાં. | ૫ |
| ગુરૂ આદિનાં. | ૩ |
| ગુરૂ અંતનાં. | ૩ |
| આદિ અંતલઘુના. | ૩ |
| લઘુ આદિ અને ગુરૂ અંતના. | ૨ |
| ગુરૂ આદિ અને લઘુ અંતના. | ૨ |
| આદિઅંત ગુરૂનું. | ૧ |

**નષ્ટનું લક્ષણ. દોહરો.**

એ પ્રસ્તારે અમુકમું, કહિયે કેવું રૂપ,<br>
દે ઉત્તર એ પ્રશ્નનો, નષ્ટ ક્રિયા કવિ ભૂપ. ૧૪

માત્રા નષ્ટવિધિ.

**હરિગીતછંદ.**

કર નષ્ટ માત્રા જેટલીનું, લઘુ બધા લખિ તેટલા;<br>
સંખ્યાંક તે ઉપર લખી, છેવટ ઉપર છે જેટલા;<br>
પ્રશ્નાંક બાદ કર્યા પછી, જે અંકબાદ બની શકે;<br>
તેની તળેનો લઘુ તથા, પરલઘુ મળી ગુરૂ થઈ ટકે. ૧૫<br>
તે અંક બાદ કર્યા પછી, જે અંક બાદ બીજો થશે;<br>
ત્યાં પણ કહ્યા પરમાણ ગુરૂ કર, જ્યાં સુધી ઘટતા જશે;<br>
એ રીત માત્રા નષ્ટની, જિવમાં કવીજન જાણજો;<br>
કરિ દેખિ તેનો દાખલો, ઉરમાં અચળ મતિ આણજો. ૧૬

**પંચમાત્રાના ચોથા રૂપના નષ્ટનું.**

ઉદાહરણ.

૧ ૨ ૩ ૫ ૮   ૮ માંથી પ્રશ્નનો અંક એટલે ૪ બાદ ક-<br>
રતાં બાકી ૪ રહે તે ૪ માંથી ૩ બાદ થઈ<br>
ઽ ઽ   શકેછે માટે ૩ ની તળેનો તથા તે પછીનો

લઘુ મળીને ગુરૂ કરવો, અને ૩ બાદ થયા પછી ૧ રહે તેમાંથી ૧ બાદ થઈ શકેછે, માટે ૧ ની તળેનો અને તે પછીનો લઘુ મેળવીને ગુરૂ કરવો. એવું ચોથું રૂપ છે.

ઉદ્દિષ્ટનું લક્ષણ.

દોહરો.

એક રૂપ લખિ આપને, કહે કિયું આ રૂપ;
દેખિ ક્રિયા ઉદ્દિષ્ટની, ભાખેછે કવિભૂપ. ૧૭

માત્રાઉદ્દિષ્ટવિધિ.

હરિગીતછંદ.

લઘુઉપર ગુરૂઉપર તળે, સંખ્યાંક લખિ મતિ ગાઢિયે;
ગુરૂ ઉપરના સગળા ગણી, અંત્યાંકમાંથી કાઢિયે;
જે અંક ત્યાં બાકી જુઓ, તે રૂપ જાણો તેટલું;
લવલેશ કાંઈ વિશેષ નથિ, આ વિષે સમજો એટલું. ૧૮

**પાંચમાત્રાના બીજા રૂપના ઉદ્દિષ્ટનું.**

ઉદાહરણ.

૧ ૩ ૫
ડ । ડ
૨ ૮

અંત્યાંક ૮ છે તેમાંથી ગુરૂ ઉપરના ૧-૫ એટલે ૬ બાદ કરતાં બાકી ૨ રહ્યા; માટે બીજું રૂપ જાણવું.

મેરૂ લખવાનું કારણ.

દોહરા.

પૂછે એ પ્રસ્તારમાં, સર્વ લઘુની સાખ;
એક એક વધતે ગુરૂ, ભેદ કેટલા ભાખ. ૧૯
મેરૂ યંત્ર તો માંડિયે, પડે તુરત પીછાણ;
સાન કરિ સમજાવતાં, સમજે ચતુર સુજાણ. ૨૦

માત્રામેરૂ વિધિ.

હરિગીતછંદ.

સૌ ઉપર કોઠો એક પછિ, બે બે પછી ત્રણ ત્રણ કરો;

તેમજ કળાઓ જેટલીનો, પંક્તિ તેટલીનો ખરો;
ભરિ ઉપર કોઠે એક પછિ છે, પંક્તિમાં છેલાં ઘરો;
એ સર્વમાં પણ એકડા, ભલિ ભાત સમજીને ભરો. ૨૧
દર આદિ કોષ્ટકમાં બિજી, પંક્તિ થકી લખજો તમે;
લખિ એક, પછિ બે, એક, ત્રણ, વળિ એક, ચાર અનુક્રમે;
પછિ મધ્ય ઘર ભરવાં રહ્યાં, વિગતી કહુંછું તે વિષે;
તે ઘર ઉપરના ઘરતણો, વળિ તે ઉપર જમણી દિશે. ૨૨
લગતુંજ ઘર જે હોય તેનો, અંક મેળવિ માંડિયે;
કહું રીત માત્રામેરની, ભરતાં નજર નહિ છાંડિયે;
લખવાતણા ઘર ઉપર લગતાં, હોય જો ઘર બે કદા;
તો ડાબિ દિશનું ઘર ગણો, તે ઉપરનું જમણું સદા. ૨૩
ભરિ એમ આખો યંત્ર, છેલી પંક્તિ છેલા ઘરતળે;
ધરિ શુન્ય તેથી સમજવું, રૂપ ગુરૂવિના એટલાં મળે;
શુન્યથી પ્રથમ લખિ એક, બે, ત્રણ, એમ ઘર છે જેટલાં;
તેટલા ગુરૂનાં રૂપ છે, ઘર અંક બોલે તેટલાં. ૨૪

### દોહરો.

પ્રતિ પંક્તીથી ડાબિ દિશ, લખ માત્રાના આંક;
પંક્તિ માંહિના મેળવી, લખ જમણા સંખ્યાંક. ૨૫

### છ માત્રાનો મેરૂયંત્ર.

૧ | ૧ | ૧
૨ | ૧ | ૧ | ૨
૩ | ૨ | ૧ | ૩
૪ | ૧ | ૩ | ૧ | ૫
૫ | ૩ | ૪ | ૧ | ૮
૬ | ૧ | ૬ | ૫ | ૧ | ૧૩
૩ ૨ ૧ ૦
ગુ. ગુ. ગુ. ગુ.

### પતાકાનું કારણ.

રૂપ કહ્યાં મેરૂવિષે, વધઘટ ગુરૂનાં જેહ ;
કિયાં કિયાં તે સમજવા, સજો પતાકા એહ. ૨૬

માત્રાપતાકાવિધિ.

## હરિગીતછંદ.

જેટલી માત્રાની પતાકા, કરવિ ઈચ્છે અંતરે ;
ઉભિ લીટિ ઘર લખિ તેટલાં, સંખ્યાંક નીચેથી ભરે ;
શિર ઉપરના ઘરથી પછી, ઘર એક એક અવાંતરે ;
મેરૂની છેલી પંક્તીનાં, અક્ષર પ્રમાણે ઘર કરે. ૨૭
ગુરૂ શુન્યની ગુરૂ એકની, અનુક્રમે પંક્તી જાણિને ;
શિર અંકમાંથી બાદ, નીચેના કરી ઉર આણીને ;
ગુરૂ એકની પંક્તી લખે, ત્યાં હોય તે ન લખે ફરી ;
તે પંક્તિના આંકોથિ, ગતવળિ આંક નીચેના કરી. ૨૮
ગુરૂ બેનિ પંક્તી ગોઠવે, પછી ત્રણ ગુરૂની તે થકી ;
પૂરો પતાકાયંત્ર એ, રીતેજ નિપજેછે નકી ;
જે અંક એકે પંક્તિમધ્યે, એકવાર લખાય તો ;
ફરિ અન્ય પંક્તિમાં પછી, લેવો નહીં લેવાય તો. ૨૯

## ૬ માત્રાની પતાકા.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ ગુરૂનાં રૂપ. | ૧૩ | | | | | |
| | ૮ | | | | | |
| ૧ ગુરૂનાં રૂપ. | ૫ | ૮ | ૧૦ | ૧૧ | ૧૨ | |
| | ૩ | | | | | |
| ૨ ગુરૂનાં રૂપ. | ૨ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ |
| ૩ ગુરૂનાં રૂપ. | ૧ | | | | | |

| આમાંથી | બાદ કરી | લખ્યાછે. | |
|---|---|---|---|
| ૧૩ | ૮ | ૫ | ૧ ગુરૂની પંક્તિમાં. |
| ૧૩ | ૫ | ૮ | |
| ૧૩ | ૩ | ૧૦ | |
| ૧૩ | ૨ | ૧૧ | |
| ૧૩ | ૧ | ૧૨ | |
| ૫ | ૩ | ૨ | ૨ ગુરૂની પંક્તિમાં. |
| ૫ | ૨ | ૩ | |
| ૫ | ૧ | ૪ | |
| ૮ | ૨ | ૬ | |
| ૮ | ૧ | ૭ | |
| ૧૦ | ૧ | ૯ | |

મર્કટીનું કારણ.

### મનહર છંદ.

મર્કટી મંડાવવાનું કારણ કહુંછું હવે,
જેથકી જણાયછે જરૂર ભેદ જેટલા ;
આટલી કળાનાં કહો કેટલાંક રૂપ થાય,
તે તમામ રૂપના કહો વરણ કેટલા ;
તેમાં ગુરૂ કેટલા ને કેટલા લઘુ લખાય,
કેટલી કળાઓ મળી અક્ષર તે એટલા ;
પુછે એમ પ્રશ્ન કોઇ પાસે આવી પંડિત તો,
મર્કટી મધ્યેથી ભેદ તુર્ત જડે તેટલા. ૩૦

### માત્રા મર્કટી વિધિ.

છ કોઠાની ઉભીપાંત લખીને તે પાંત પ્રતે,
આડી પાંતો જેટલી માત્રાની મર્કટી કરો ;
પેલી પાંતે એકઆદિ અંક માત્રિકાના માંડી,
બીજીમાં રૂપ સંખ્યાંક ધારી ધારીને ધરો ;

પ્રથમની પાંતના તે બીજી પાંત ગુણા ગણી,
ત્રીજીમાં તમામ આંક ભલી ભાતથી ભરો;
છઠીમાં લખીને એક બમણો તેને બનાવી,
ત્રીજીના બીજા કોઠાથી બાદ કરવો ખરો. ૩૧
બાકી રહે તે તો પછી છઠીનાં બીજામાં મુકી,
તેને વળી બમણો વિચારીને બનાવિયે;
ત્રીજીના ત્રીજા કોઠાથી તેને વળી બાદ કરી,
છઠીના ત્રીજા કોઠામાં ઠીક ગોઠવાવિયે;
એમ છઠી ભરી છેક પાંચમીમાં પેલું શુન્ય,
લખીને છઠીના આંક મૂળથી મંડાવિયે;
છઠીનો ને પાંચમીનો પછી શિરવાળો ગણી,
ચોથી પાંત ચતુરપણે રૂડી રચાવિયે. ૩૨

## હરિગીતછંદ.

છે પંક્તિ પેહેલી માત્રિકાની, બીજિ વૃતની જાણવી;
તે સર્વ વૃતની માત્રિકાની, ત્રીજિ ઉરમાં આણવી;
વળિ એમ ચોથી અક્ષરોની, પાંચમી ગુરની ગણો,
છે છઠ્ઠિ લઘુની પંક્તિ તો, ભલિભાત એ રીત ભણો. ૩૩

## માત્રા મર્કટીનું ઉદાહરણ.

| કેટલીક માત્રાના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| કેટલી જાતના છંદ. | ૧ | ૨ | ૩ | ૫ | ૮ | ૧૩ | ૨૧ |
| તે બધા છંદોની કેટલી માત્રાઓ. | ૧ | ૪ | ૯ | ૨૦ | ૪૦ | ૭૮ | ૧૪૭ |
| બધા થઈ કેટલા અક્ષરો. | ૧ | ૩ | ૭ | ૧૫ | ૩૦ | ૫૮ | ૧૦૯ |
| તેમાં કેટલા ગુરૂ. | ૦ | ૧ | ૨ | ૫ | ૧૦ | ૨૦ | ૩૮ |
| કેટલા લઘુ. | ૧ | ૨ | ૫ | ૧૦ | ૨૦ | ૩૮ | ૭૧ |

### દોહરા.

તે તો મેં માત્રા તણા, કહિયા આઠ પ્રકાર ;
વળી વદું હું વરણનાં, ભલે ભણો ભણનાર. ૩૪

### વરણસંખ્યા વિધિ.

વરણ એકનાં રૂપ બે, બેનાં ચળકે ચાર ;
તેમજ ત્રણનાં આઠ છે, બમણા એમ અપાર. ૩૫

### વરણસંખ્યાનું ઉદાહરણ.

| કેટલા વરણના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|
| કેટલી જાતના છંદો. | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ |

### વરણપ્રસ્તાર વિધિ.

સર્વ ગુરૂ લખિ પ્રથમના, ગુરૂ નીચે લઘુતાણ ;
પછિ લખ ઉપલી પંક્તિસમ, ઘટતા ગુરૂ લખિ જાણ. ૩૬

### વરણ પ્રસ્તારનું ઉદાહરણ.

| કેટલા અક્ષરનો. | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| પ્રસ્તાર. | ઽ | ઽઽ | ઽઽઽ |
| | । | ।ઽ | ।ઽઽ |
| | | ઽ। | ઽ।ઽ |
| | | ।। | ।।ઽ |
| | | | ઽઽ। |
| | | | ।ઽ। |
| | | | ઽ।। |
| | | | ।।। |

### વરણપ્રસ્તાર શુચિ.

અંતઅંક સંખ્યાંકનો, તથિ પ્રથમ જે જાણ ;
લઘુ આદિ, લઘુ અંતનાં, પ્રસિદ્ધ રૂપ પ્રમાણ. ૩૭
ગુરૂ આદિ, ગુરૂ અંતનાં, તેપણ તેને તુલ્ય ;

એથી પૂર્વના અંકસમ, લઘુ આદ્યંત ન ભૂલ. ૩૮
લઘુ આદિ–ગુરૂઅંતનાં, ગુરૂઆદિ લઘુઅંત ;
એ પણ છે એ અંકસમ, એમજ ગુરૂ આદ્યંત. ૩૯

**ત્રણ અક્ષરના પ્રસ્તારની શુચિનું ઉદાહરણ.**

| રૂપનો આકાર. | એવાં કેટલાં. |
|---|---|
| આદિલઘુનાં. | ૪ |
| અંતલઘુનાં. | ૪ |
| આદિગુરૂનાં | ૪ |
| ગુરૂઅંતનાં. | ૪ |
| આદ્યંતલઘુનાં. | ૨ |
| લઘુ આદિ અને ગુરૂઅંતનાં. | ૨ |
| ગુરૂ આદિ અને લઘુઅંતનાં. | ૨ |
| આદ્યંતગુરૂનાં. | ૨ |

વરણનષ્ટ વિધિ.

**મનહરછંદ.**

પ્રશ્નઅંક એકી હોય તો પ્રથમ ગુરૂ લખ્ય ;
બેકી હોય તો પ્રથમ લઘુ લખી વાળીયે ;
પછી તેનું અર્ધ કર કરી ન શકાય તો તે;
માંહિ એક મેળવીને અર્ધ ભાગી ભાળિયે ;
બેકી આવ્યે લઘુ બીજો એકી આવ્યો એમ ગુરૂ,
લખી લખી એજ વિધિ નિયમ નિહાળિયે ;
જેટલાનું જાણો કામ કહે દલપતરામ,
તેટલા અક્ષર લખો સંશય તો ટાળિયે. ૪૦

**ત્રણ અક્ષરના પાંચમા રૂપના નષ્ટનું.**

ઉદાહરણ.

૫ ૩ ૨

ડ ડ ।

**વરણઉદ્દિષ્ટ વિધિ દોહરો.**

આદિ વરણશિર એક લખિ, અપર શિરે સંખ્યાંક ;

એક ભેળવો મેળવી, લખુ ઉપરના આંક. ૪૧

### વરણના ઉદ્દિષ્ટનું ઉદાહરણ.

| કેટલામું. | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|
| ૩૫. | ૧૨૪ | ૧૨૪ | ૧૨૪ |
| | ડડ। | ।ડ। | ડ।। |

વરણમેરૂ વિધિ.

### હરિગીતછંદ.

શિરઉપર કોઠા બે કરિ, પછી એક એક અધિક કરો,
આદ્યંત કોઠા સર્વ મધ્યે, આંક એક ભલે ભરો;
બીજા ઉપર બે બે જરૂર, બનેલ કોઠા હોય તે;
બે મેળવીને માંડિયે, ગણવો પડે ફરી તોય તે. ૪૨

### વરણ મેરૂનું ઉદાહરણ.

૧ | ૧ | ૧ | ૨
૨ | ૧ | ૨ | ૧ | ૪
૩ | ૧ | ૩ | ૩ | ૧ | ૮
૪ | ૧ | ૪ | ૬ | ૪ | ૧ | ૧૬
૫ | ૧ | ૫ | ૧૦ | ૧૦ | ૫ | ૧ | ૩૨
૫ ૪ ૩ ૨ ૧ ૦

ગુઁ ગુ ગુ ગુ ગુ ગુ

વરણપતાકા વિધિ.

### ઘનાક્ષરીછંદ.

જેટલા વરણની પતાકા કરવા વિચાર,
તેથી એક વધતા કોઠાની ઉભી પાંત કર;
નીચે લખી એક પછી સગળા સંખ્યાંક લખ,
ઉપરનો એક તજી આડી પાંતો પછી ધર;
ઉપરનો કોઠો એ તો શુન્યગુરૂનો સમજ,
નીચે એક, બે, ત્રણ ગુરૂની પંક્તિયો ઉચ્ચર;
નીચેનાજ આંક ઉભી પાંતના અક્ષરો સાથે,

મેળવી મેળવી આડી પાંતો ભલી ભાતભર. ૪૩

### દોહરા.

શિર ધર અંક ન મેળવિશ, લખેલ ફરી ન લખિશ ;
પણ મેળવજે પાંતના, કશી ન ફિકર કરિશ. ૪૪

### ચાર અક્ષરની પતાકા ભરવાની રીત.

### મનહરછંદ.

એક ને બે મળી ત્રણ, એક ચાર મળી પાંચ,
એક આઠ મળી નવ વિગતે વિચારજે ;
બે ને ચાર મળી છ છે, બે ને આઠ મળી દશ,
ત્રણ ચાર સાત, ત્રણ આઠના, અગ્યાર જે ;
પાંચ આઠ તેર, અને ચાર આઠ મળી બાર,
છ ને આઠ ચૌદ, સાત આઠ તિથિ ધારજે,
ચાર અક્ષરોની પતાકાનો તે ચોખો વિચાર,
પઢશે પંડિત થવા પુરો ધરે પ્યાર જે. ૪૫

### ચાર અક્ષરોની પતાકાનું.

### ઉદાહરણ.

| ૧૬ | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | ૧૨ | ૧૪ | ૧૫ | | |
| ૪ | ૬ | ૧૦ | ૭ | ૧૧ | ૧૩ |
| ૨ | ૩ | ૫ | ૯ | | |
| ૧ | | | | | |

### વરણુમર્કટી વિધિ.

### હરિગીતછંદ.

લખિ પ્રથમ એકાદિક પછી, સંખ્યાંક બીજીમાં કરો ;
પછિ બીજી પ્રથમ ગુણી કરી, ને ચોથી પંક્તિ ભલ ભરો ;
તે ચોથિના અર્દ્ધાંશ પાંચમિ, છઠ્ઠિ પંક્તિ વિષે ધરો ;
વળિ ચોથિ પાંચમિ મેળવી, ત્રીજી તમામ તણું ધરો. ૪૬

## વરણ મર્કટીનું ઉદાહરણ.

| કેટલા અક્ષરના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| કેટલી જાતના છંદ. | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ | ૧૨૮ |
| તે બધાની માત્રા. | ૩ | ૧૨ | ૩૬ | ૯૬ | ૨૪૦ | ૫૭૬ | ૧૩૪૪ |
| અક્ષરો. | ૨ | ૮ | ૨૪ | ૬૪ | ૧૬૦ | ૩૮૪ | ૮૯૬ |
| ગુરૂ. | ૧ | ૪ | ૧૨ | ૩૨ | ૮૦ | ૧૯૨ | ૪૪૮ |
| લઘુ. | ૧ | ૪ | ૧૨ | ૩૨ | ૮૦ | ૧૯૨ | ૪૪૮ |

### ભાષાકવિતા વિચાર.

#### દોહરા.

હ્રસ્વ ઉચ્ચરિયે દીર્ઘનો, દીર્ઘ હ્રસ્વ ઉચ્ચરાય;
જોડાક્ષર જૂદા પડે, ભાષા કવિતા ન્યાય. ૪૭
વિના અનુક્રમ ગોઠવે, કર્તા કર્મ ક્રિયાય;
અર્થ અનુક્રમથી કરે, એ અન્વય કહેવાય. ૪૮
જે, તે, જો, તો, જિ, વળિ, હો ધાતુનાં રૂપ;
એ શબ્દો ઉમેરિને, કરે અર્થ કવિભૂપ. ૪૯
ભણે વિભક્તિ છઠ્ઠીયે, તણું કેરૂં એ બીય;
કીધું બદલે કીધને, દીધ, લીધ, ને પીધ. ૫૦
જુના કવિયોયે જુઓ, એવા શબ્દ લખેલ;
તેમ ઉચ્ચરિયે તેટલા, નહિ ગણિયે બગડેલ. ૫૧
પણ જો નવા બગાડિયે, તો તે ભારે ભૂલ;
એકજ કવિયે એક થળ, લખેલ તે તે તુલ્ય. ૫૨
ઉદધી બદલે દધી લખો, તનૂજ બદલે તન;
દય નહિ લખિયે ઉદયનો, મનુજ તણો નહિ મન. ૫૩

નિયમ જોઈ વ્યાકરણનો નવો, શબ્દ તો થાય ;
અથવા સંસ્કૃત શબ્દ પણ, વિવેકથી વપરાય. ૫૪

અથ કાવ્યદૂષણ.

## અમંગળિક.

આંબાનો રક્ષક કહે, બાગ આવશો આજ ;
તો ત્યાં તમને તુરત હું, મરવા દઉ મહારાજ. ૫૫

મરવાદઉ એ અમંગળિક શબ્દ છે.

## નિંદાયુકત.

અવર નૃપતિની નિજ નગર, ફરે આણને દાણ ;
દિગમલ સગળા દેશમાં, તારી માને આણ. ૫૬
જીવિ ઘણા જુગ જગતમાં, લે કીર્તિ ગણિ લાખ ;
એ આશિષ આપું તને, લે ખોબો ભરિ રાખ. ૫૭

## દેખીતી ભૂલ.

ધુમાડો સિંદુરસમો, કાજળ જેવી ઝાળ ;
ચૂના જેવા કોયલા, રાખ ગુલાબી લાલ. ૫૮

## ક્લિષ્ટાર્થ.

જો હું ગતિ જ્યાં જાય ત્યાં, કરૂછું જ્યારે લોક ;
અથાક ગુણ વિચારતાં, સરસ વંધેછે શોક. ૫૯
જેનો અર્થ કવિ પણ સમજી શકે નહિ, તે ક્લિષ્ટાર્થ.

## ઉપરના દોહરાનો અર્થ.

હે લોકો જ્યાં જાયનાં ઝાડ હોય, ત્યાં જ્યારે હું ગતિ કરૂંછું ત્યારે તેની સુગંધિનો ઘણો ગુણ વિચારતાં મારા મનમાં સારો શોક વધેછે. કદાપિ ચિત્રકાવ્ય, કે બે અર્થવાળી કવિતામાં ક્લિષ્ટાર્થ આવે તે ભૂલ કહેવાય નહિ.

## પુનરૂક્ત.

એક શબ્દાર્થ ફરીથી આવે તે પુનરૂક્ત દોષ કહેવાય.

રાજકુંવર સારો સરસ, જુવાન તે જો સોય;
પશુ જનાવર જાણવો, જો ન ભણેલો હોય. ૬૦

"સારો અને સરસ, તે અને સોય, પશુ અને જનાવર" એ બબે શબ્દોના એકજ અર્થ છે.

દોષ નહીં પુનરૂક્તનો, ફરે અર્થ આકાર;
સરસ બુદ્ધિ તે મનુષ્યની, જેના સરસ વિચાર. ૬૧

હે હરિ હે હરિ હે હરી, તું સુખનો દાતાર;
ધન્ય ધન્ય તું ધન્ય તું, તું કરૂણા કરનાર. ૬૨

## જતિભંગ.

અરધો શબ્દ પહેલા પદમાં, અને અરધો બીજામાં હોય, તે જતિભંગ કહેવાય.

કૌશળદેશ અધીશ દશ, રથ સુત સીતાનાથ;
હેતે હું પ્રણમુંજ હર, ખી ને જોડી હાથ.
એમાં દશરથ સુત, હરખીને એ શબ્દો તૂટેલાછે. ૬૩

## હીનોપમા.

ઊતરતી ઉપમા અપાય તે હીનોપમા કહેવાય.

સંપત્તી સીતા સમી, શત્રૂની હરનાર;
તું રાક્ષસ રાવણ સમો, પરમ પુરૂષ અવતાર. ૬૪

## વિરોધોપમા.

કાંતાનું મુખ કમળ સમ, કોમળ અતિ વખણાય;
પેખી પતિ મુખ ચંદ્રને પરમ પ્રફુલ્લિત થાય. ૬૫

એમાં સ્ત્રીના મુખને કમળની ઉપમા આપી, અને તેના પતિના મુખને ચંદ્રની, ઉપમા આપી, પણ ચંદ્રને જોઈને કમળ પ્રફુલ્લિત થાય નહિ. માટે એ વિરોધોપમા કહેવાય.

ઇત્યાદિક અવગુણ ઘણા, કવિતાના કહેવાય ;
મેં તો આ દિશ માત્ર કંઈ, દેખાડી કવિરાય. ૬૫

### કવિતાના ગુણ વિષે.

કહિયે અંતર લાપિકા, યુક્તિ અંદર હોય ;
યુક્તિ ઉપજે બહારથી, બહિર્લાપિકા સોય. ૬૬

### અંતરલાપિકા.

દગલ નૃપતિ તજ રાજ્યમદ, ડાટિ હાલભાટાઈ ;
એકાંતર અક્ષર કવી, એમ કહે ચતુરાઈ. ૬૭
એમાંથી એક અક્ષરને આંતરે કવિનું નામ નીકળેછે.

### બહિર્લાપિકા.

ચતુર્થાંશનું નામ શું, હાનો ઉલટો જેહ ;
કામનિ કહેછે કંથને, આપો મુજને એહ. ૬૮

### ઉત્તર. પાન.

### એકાનેકોત્તર.

એક ઉત્તરમાં ઘણા ઉત્તર હોય તે એકાનેકોત્તર.
કોણ અધિક સ્નેહી સગું, શુ ઇચ્છે સૌ આપ ;
ઉત્તમ પ્રાણી કોણ છે, માનવી મોટે માપ. ૬૯
'માનવી' એમાં ત્રણે ઉત્તર છે. મા, માન, માનવિ.

અંતર્લાપિકા એકાનેકોત્તર મિશ્ર.

### મનહરછંદ.

હોય શું હાથીની પીઠે શું ચડીને સાઠે ભાગે,
કહો વાર કેટલા ને શોભીતી શી ચીજ છે ;
કેટલા મનુષ્યે મળી વંશનો વિસ્તાર થાય,
વિદ્યાનાં વિશેષ કહો કેણે વાવ્યાં બીજ છે ;
કેણે રાજનગરમાં કીધી ફોજદારી સારી,
સાત પ્રશ્ન સાંભળીને લીટી બે લખીજ છે ;
પેલી હોય સાહીબે ને દુજી તો દોલતરાયે,
ઉત્તર એમાંથી લીધા સાતે સમજીજ છે. ૭૦

## ગૂઢોત્તર.

જેનો ઉત્તર તેમાં હોય પણ સમજી શકાય નહિ તે ગૂઢોત્તર.

### ચોપાઇ.

એહુને શેનું બહુ કામ, બીજા પક્ષતણું શું નામ;
જો સમજે નહિ ઉત્તર સધ, તો કહું શું કે જા હળવદ. ૭૧

કહ્યું કે ન સમજે તો કાઠિયાવાડનું ગામ હળવદ છે ત્યાં જા, પણ તેમાંજ ઉત્તર છે કે હળ અને વદ એટલે હળ કહે.

## ન્યૂનાર્થ.

અક્ષર ઘણા, પણ સારાંશ થોડો, તે ન્યૂનાર્થ.

### દોહરા.

નગ દુહિતા પતિ પુત્રના, વાહનધરની નાર;
રવિ તેના પિતુપર પડ્યો, પણ નાવ્યો ભરતાર. ૭૨

### અર્થ.

હે સખી, પર્વતની દીકરી ગંગા, તેના પતિ શિવ, તેનો પુત્ર કાર્તિકસ્વામી, તેનું વાહન મોર, તેનો ધરનાર વિષ્ણુ, તેની સ્ત્રી લક્ષ્મી, તેનો બાપ સમુદ્ર કહેવાયછે તેના ઉપર સૂર્ય પડ્યો. મતલબ કે સૂર્ય આથમ્યો પણ હજી મારો ધણી ઘેર આવ્યો નહિ.

## અધિકાર્થ.

થોડા અક્ષરોમાં ઘણો અર્થ હોય તે અધિકાર્થ.

વિ, દી, ઉ, હુ, બ, ના વાયદા, વીત્યા જોતાં વાટ;
મુજ હેડામાં હે સખી, ઉપન્યા અધિક ઉચાટ. ૭૩

### અર્થ.

વિજયાદશમ, દીવાળી, ઉત્તરાયન, હુતાશની અને બળેવના વાયદા વાટ જોતાં જોતાં વીતી ગયા; હે સખી, હવે તો હૈયામાં ઘણા ઉચાટ ઊપન્યા.

## સર્વતોભદ્ર.

૬૨ એક ચરણ ચાર તરફથી વાંચી શકાય તે સર્વતોભદ્ર કહેવાય. સંપ રૂષિએ બાજીરાવ પેશ્વાને શાપ દીધો ત્યારે તે બોલ્યો કે.

### અનુષ્ટુપછંદ.

માગુંછું એક તે આપો, શાપથી લક્ષ્મી જો ખસે ;
જ્યાં સુધી સૂર્ય ને ચંદ્ર, હિંદુશીશ શિખા વસે. ૭૪

### સંપ બોલ્યો સર્વતોભદ્ર.

જા શે દે વી વિ દે શે જા
શે જ તે ર ર તે જ શે
દે તે ખા શી શિ ખા તે દે
વી ર શી શ શ શી રવિ.
} આ છંદ ચારે તરફથી વંચાયછે. ૭૫

ગોમૂત્રિકા, અશ્વગતિબંધ ભેદ, કપાટબંધ ભેદ.

### દોહરો.

સાર સાર ઉરધાર નર, ધર શિરપર કરતાર ;
ઝેર વેર ઉર દૂર કર, પરહર પરઘર નાર. ૭૬
ઈત્યાદિક અગણિત દિશે, રચના ચિત્ર વિચિત્ર ;
દેખાડી દિશ માત્ર મેં, મનમાં ધરજો મિત્ર. ૭૭
ધ્વનિ ઉપજે જે અર્થમાં, ઉત્તમ કવિતા એહ ;
ગ્રંથ વધે વિગતી લખે, કહું ટુંકામાં તેહ. ૭૮

### ધ્વનિનું ઉદાહરણ.

નર બે ન્યાયાધીશની, ભલી કરી મેં ભેટ ;
મુખ મોટું છે એકનું, એકનું મોટું પેટ. ૭૯

એમાં એવું કહ્યું કે બે ન્યાયાધીશ છે, તેમાં એક મોટા મોંવાળો છે, અને એક મોટા પેટવાળો છે. હવે તેમાં મતલબ એવી છે કે એકનું લાંચ ખાતાં મોં ભરાતું નથી, અને બીજો મોટા દિલવાળો ઉદાર છે. એવી રીતે જુદી મતલબ નીકળે તે ધ્વનિ કહેવાય, અને ધ્વનિવાળી કવિતા ઉત્તમ કહેવાયછે ; પણ તે કવિતાના નિયમ પ્રમાણે શબ્દોની રચનામાં હોય તો ઉત્તમ કહેવાયછે.

# કવિતાના નવરસવિષે.

## દોહરો.

રસશ્રંગાર[1], ને હાસ્ય[2] રસ, કરૂણા[3] રૂદ્ર[4] ને વીર[5];
બિભત્સ[6] ભય[7] અદ્દ્ભુત[8] તથા, શાંત[9] સુ નવરસ ધીર. ૧

૧ જે વર્ણન સાંભળતાં પ્રીતિ ઊપજે અથવા જેમાં પ્રીતિનું વર્ણન હોય તે શ્રંગાર-રસ કહેવાય. એટલે કોઈ પ્રકારની શોભાનું વર્ણન તે પણ શ્રંગાર રસના પેટામાં છે. કેટલાએક કવિયો સ્રીપુરૂષની પ્રીતિનેજ શ્રંગાર રસ કહેછે, અને પિતા પુત્ર આદિકની પ્રીતિને દશમો વાત્સલ્ય રસ કહેછે.

૨ કોઈની ગફલત કે બેડોળ દેખીને કે તેનું વર્ણન સાંભળીને હસવું આવે તે હાસ્ય રસ.

૩ કોઇના દુ:ખનું વર્ણન સાંભળીને કે દેખીને દયા ઊપજે તે કરૂણા રસ.

૪ ક્રોધાતુરનું વર્ણન તે રૌદ્ર રસ.

૫ ઉત્સાહ એટલે હિંમતના જુસ્સાનું વર્ણન તે વીર રસ.

૬ નિંધ વર્ણન, એટલે કોઇના અવગુણનું કે ખરાબ વસ્તુ આદિકનું વર્ણન તે બિભત્સ રસ.

૭ ભયનું વર્ણન તે ભયાનક રસ.

૮ આશ્ચર્યનું વર્ણન તે અદ્દ્ભુત રસ.

૯ નીતિનું કે ઉપદેશનું વર્ણન તે શાંત રસ કહેવાયછે.

કેટલાએક જૂના કવિયોએ એમ લખ્યુંછે કે રસ છે તેજ કવિતાનો જીવ છે.

## વાણીના અલંકાર વિષે.

હરેક વસ્તુને શોભાવવા સારૂ તેના શણગાર હોયછે. માણસના શરીરને શોભાવવા સારૂ સોના રૂપાના તથા હીરા મોતીના દાગીના જુદાં જુદાં નામનાં હોયછે તેમજ વાણી બોલતાં તે વાણીને રસીલી અને અસરકારક કરવા સારૂ બોલવાની જુદા જુદા પ્રકારની યુક્તિઓ છે તેને વાણીના અલંકાર કહેછે. સંસ્કૃતમાં એવા અલંકાર ૧૧૫ છે તે કુવલયાનંદ આદિક ગ્રંથોમાં લખ્યા છે. તે ઉપરથી અલંકાર રત્નાકર વગેરે વૃજ ભાષામાં ગ્રંથો થયા છે. કવિતા જાણનારને એમાંના થોડા ઘણા અલંકાર તો જરૂર જાણવા જોઇએ. માટે આ ઠેકાણે દિશ માત્ર લખુંછું.

૧ ઉપમાલંકાર—કોઇના ગુણ વિષે બોલતાં તે ગુણ ઉત્કૃષ્ટ જેનામાં મણાતો હોય તેની બરાબર તેને કહેવો તે ઉપમાલંકાર છે. જેમકે. મુંબાઇ ઇંદ્રપુરી જેવી શોભેછે. એમાં મુંબાઇ તે ઉપમેય કહેવાય. અને ઇંદ્રપુરી તે ઉપમાન કહેવાય અને

શોભે છે એ ગુણ તે બનેનો સરખાવ્યો માટે શોભેછે તે ગુણ અથવા ધર્મ કહેવાય. જેવી તે ઉપમા બતાવનાર શબ્દ કહેવાય. એરીતે ચારે વાનાં જેમાં હોય તે પૂર્ણોપમા કહેવાય. અને તેમાંના કોઇનો અધ્યાહાર કરવો પડતો હોય તો લુપ્તોપમા કહેવાય.

ઉદાહરણ—આ સ્ત્રીનો કોયલના જેવો સ્વર છે. એમાં કોયલના જેવો મધુર સ્વર કહ્યો નહિ. માટે મધુર એ શબ્દનો અધ્યાહાર કરવો પડેછે. માટે લુપ્તોપમા—

૨ રૂપકાલંકાર—ઉપમેયને ઉપમારૂપે કહીએ તે રૂપકાલંકાર-જેમકે કોઈ કવિને દેખીને કહીએ કે જુઓ આ મહા કવિ કાલીદાસ આવ્યા. વિદ્યારૂપી ધન ઉત્તમ છે. ઈત્યાદિ.

૩ ઉત્પ્રેક્ષાલંકાર—કોઈ વસ્તુને કોઈ જાણે કે હું જાણું છું કે, અથવા હું ધારું છું કે એમ કહીને બીજી વસ્તુ માની લેવી, અથવા ખરું કારણ મૂકી દઈને કલ્પિતકારણ માની લેવું તે ઉત્પ્રેક્ષાલંકાર કહેવાય. જેમકે આકાશમાં કાળાં વાદળાં દોડેછે તે કોઈ જાણે કે ઈંદ્રનાં હાથી દોડતા હોયશું. મિરાઈ શીવવા આવે ત્યારે રાજા, ને રાંક સૌ તેને પથરણું પથરાવી આપેછે; તેનું કારણ એ હશે કે મેરાઈનું ગાંભુનું રાજ જ્યારે પાદશાહે લીધું ત્યારે એવો પરવાનો કરી આપેલો હશે જે તમને કોઈ પથરણું પાથરી આપ્યા વિનાભોંય બેસારે તો તે પાદશાહનો ગુનેગાર છે. એટલાસારૂ તેને પથરણું પથરાવી આપેછે.

૪ અતિશયોક્તિ અલંકાર—જે અતિશય ટકા ચડાવીને બોલવું તે અતિશયોક્તિ કહેવાય. જેમકે મુંબાઈમાં એટલા તો ગામઠી ડાકટરો ભરાયાછે કે કૂતરાને મારવા સારૂ નીચા વળીને ભોંયથી ઢેખાળા લેવા જઈએ કે ડાકટર હાથમાં આવે.

વઉઠાનો મેળો એવો ભરાયો હતો કે તલપૂર જગ્યા ખાલી નહોતી—

એક સ્ત્રીને તેના ધણીએ કહ્યું કે મારે કાલ પરદેશ જવું છે તે સાંભળતાંજ તે એટલી સૂકાઈ ગઈકે તેની આંગળીની વીંટી નીકળી પડી તે પાછી પહેરતાં કાંડે ચડીગઈ. ઈત્યાદિ.

૫ અપ્રસ્તુત પ્રશંસા અથવા અન્યોક્તિ અલંકાર—જેના વિષે બોલવું હોય તેના વિષે ન બોલતાં તેને લાગુ પડે તેમ બીજા વિષે બોલીએ તે અપ્રસ્તુત પ્રશંસા અથવા અન્યોક્તિ અલકાર કહેવાય. જેમકે—એક તાડને જોઈને કવિએ કહ્યું કે તું સઉથી મોટો તો કહેવાયો, પણ તારી છાયામાં તારે આશરે રહીને કોઈ માણસ પશુ કે પક્ષી સુખ પામ્યા નહિ અને કોઈને મીઠાં ફળ તેં ચખાડયાં નહિ એટલુંજ નહિ, પણ તે તારૂં શરીરે ઢાંકયું નહિ. માટે તારી મોટાઈને ધિક્કાર છે. એરીતે તાડને કહ્યું પણ કંજુસ મોટા માણસને તે વાત લાગુ પડી. એજ રીતે પંચોપાખ્યાનની તથા ઈસપનીતિવગેરે ની વાતો છે તે અપ્રસ્તુત પ્રશંસાલંકારની છે.

૬ વ્યાજ સ્તુતિ અલંકાર—ઉપરથી નિંદા કરેલી જણાય, પણ તેમાં સ્તુતિ હોય અને ઉપરથી સ્તુતિ દેખાય પણ ખરૂં જોતાં તેમાં નિંદા હોય તે વ્યાજ સ્તુતિ અલંકાર.

જેમકે-આ રાજામાં કાંઈ વિવેક નથી, કેમકે પોતાના મિત્ર, સગા અને શત્રુઓને સૌને સરખો ઈનસાફ આપેછે. વાહવાહ ભાઈ ! તમે તો બહુ ડાહ્યા દેખાઓછો. મતલબ કે ગાંડા છો.

૭ આક્ષેપાલંકાર—કોઈ વાતની મોંઢે હા કહીએ પણ તેનો ખરો અર્થ જોતાં નાનો અર્થ નીકળે અને મોઢે નાકહીએ અને અર્થ હાનો નીકળે. જેમકે-એક છોકરાને હોળી-ની લડાઈમાં જતાં તેને બાપે કહ્યું કે ઠીક છે. પથરાની લડાઈમાં લડવા જા. હું ના કહેતો નથી પણ પહોર પેલો છોકરો લડાઈમાં મરી ગયો તે વાત યાદ રાખજે—મતલબકે જઈશ નહિ, તેમાં માણસ મરી જાયછે. લડવા જનાર એક માણસને વારવા જનારે કહ્યું કે હું તને વારવા આવ્યો નથી, પણ શીખામણ દેવા આવ્યો છું મતલબ કે વારવા આવ્યો છું. ના ભાઈ ના અમારામાં તો કાંઈ અકલ નથી. અમે તો લખી વાંચી જાણીએ મત-લબ કે અમે સમજીએ છીએ.

૮ વિભાવના અલંકાર—જે કાંઈ કામ કરવું હોય તેનું સાધન થોડું છતાં અથવા મુદલ ન છતાં કામ થાય તે વિભાવનો અલંકાર. જેમકે ફલાણે તો લાકડીની તરવારે જીત મેળવીછે. કેટલાએક જુવાનીઆ વગર ભાંગ પીધે દીવાના થાયછે.

૯ સારાલંકાર—એક એકથી ચડતાનું વર્ણન કરવું તે સારાલંકાર—જેમકે મધ મીઠુંછે. પણ તેથી મીઠું અમૃત અને તેથી પણ મીઠાં કવિતાનાં વચન હોયછે.

૧૦ કાવ્યલિંગાલંકાર—કહેવાની જે મતલબ હોય તેનાં કારણ બતાવીને મજબૂત કરીએ તે કાવ્યલિંગ—જેમકે કેફ કરવાથી પૈસા વ્યર્થ જાય છે, શરીરમાં રોગ થાયછે, અને બુદ્ધિ ઘટેછે. માટે નિશો કરવો નહિ.

૧૧ સંભાવના અલંકાર—જો આમ હોય તો આમ થાય એમ કહીએ તે સંભાવના અલંકાર—જેમકે જો આ ચંદ્રમાંથી ઈશ્વર ડાઘ કાઢી નાંખે અને કોયલના જેવો મધુર સ્વર ઉચ્ચારવાની શકિત તેમાં મૂકે અને કપૂરના જેવો સુગંધ તેમાં મૂકે તો લક્ષ્મી-જીના મુખની ઉપમા તે પામે.

૧૨ અનુગુણાલંકાર—બીજીવસ્તુઓની સહાયતાથી એકનો ગુણ ઉત્કૃષ્ટતા પામે. તે અનુગુણાલંકાર—જેમકે જાતે માંકડું વળી તેણે ભાંગ પીધી. વળી તેને ભૂત વળગ્યું અને વળી તેને કૂદવાની નીસરણી મળી. એટલે પછી તેને કૂદવામાં શી મણા રહે.

૧૩ વક્રોકિત અલંકાર—કોઈના બોલેલા વચનમાંથી બીજો અર્થ કહાડીને અથવા કરકાકીમાં જુદો અર્થ કરીને કહેવું તે વક્રોકિત-જેમકે સૂત્રધારે રંગલાને કહ્યું કે—દશ-રથ લાલનું ધ્યાન કર; ત્યારે રંગલો બોલ્યો કે લાલ એટલે રાતા દશરથને મારે શું કર-વાછે, આપણને તો રાતો ૧ રથ મળે એટલે બસ છે.

૧૪ ભાવિકાલંકાર—ભૂતકાળની કે ભવિષ્ય કાળની વાત હાલમાં તરત બનતી હોય એવા ભાવથી વર્ણવે તે ભાવિકાલંકાર—જેમકે ભારતનું યુદ્ધ થયું અને દિલ્લીના

પૃથુરાજ ચોહાણને શાહબુદ્દીન સાથે યુદ્ધ થયું તે તો આજ કાલનીવાત છે. અને તેના ભણકારા હજી મારા કાનમાં વાગેછે. મંદોદરીએ કહ્યું કે હે રાવણ તું સીતાને ચોરી લાવ્યો, તેથી હું એવું દેખું છું કે તારી લંકા લૂંટાઈ અને કુળ નિકંદન થયું ! અને મારે રંડાપો આવી ચૂકયો.

૧૫ પ્રતિશેધાલંકાર—દેખીતુંજ જે કામ જેવું નથી તેને વિષે કહેવું જે તે કામ તેના જેવું નથી તે પ્રતિશેધાલંકાર-જેમકે હથિયાર ધરનાર એક બ્રાહ્મણને રજપૂતે કહ્યું કે-યુધ્ધમાં જવું તે કંઈ લાડવા જમવા નથી. મતલબ કે તમે બ્રાહ્મણતો લાડવા જમી જાણો યુદ્ધ કરી જાણો નહિ.

૧૬ સજીવારોપાલંકાર—નિર્જીવમાં જીવનું આરોપણકરીને બોલવું તેને અંગ્રેજીમાં સજીવારોપાલંકાર કહ્યો છે. જેમકે અરે રૂપિઆ તેં બધું જગત વશ કર્યું છે, અને સારાં કામ તથા નરસાં કામ પણ તુંજ કરાવે છે. એમાં જાણે રૂપિઆને એક માણસ કલ્પીને કહ્યું હોય તેમ કહ્યું.



# કઠણ શબ્દનો કોશ.



| કઠણ શબ્દ. | અર્થ. |
|---|---|
| **અ.** | |
| અંગરાગ | કસ્તૂરી વગેરેનું લેપન. |
| અજરામરણ | જેને ઘડપણ કે મોત આવે નહિ તેવો. |
| અડગ | ડગેનહિ તે. |
| અનુકુળા | મળતે મળતી. |
| અપવર્ગ | મોક્ષ. |
| અભરાભરણ | ન ભરાય તેનુ ભરનાર. |
| અભિષ્ટ | ઈચ્છેલું. |
| અરવિંદ મુખી | કમળના જેવા મોંવાળી સ્ત્રી. |
| અર્ક | સૂર્ય |
| અલંકૃતિ | અલંકાર. |
| અલખ | લક્ષમાં આવે નહિ એવો ઈશ્વર. |
| અવદાત | ઊજળું. |
| અવસાન | છેડો, અંત. |
| અંશ | ભાગ. |
| અશોક | આસોપાલવ. |
| અહિ | સર્પ. |
| અહિવલ્લી | નાગરવેલ |
| **ઉ** | |
| ઉદે (ઉદય) | પ્રગટ. |
| ઉદ્દિષ્ટ | દેખાડેલું. |

ઉપવિત.... ........જનોઈ.
ઉભય ..............બેની સંખ્યા.
ઉર ................છાતી, મન.

ક

કંદુક ............દડો
કમળા...............લક્ષ્મી.
કમળાકર............સરોવર.
કલહંસ.... ......હંસનું બચ્ચું.
કલિતા ...........કળીશકાય એવી.
કામા ............સ્ત્રી.
કિરીટ .............મૂગટ.
કિશોર..............ફૂટતી જુવાનીની અવસ્થા.
કુસુમ વિચિત્રા .......તરેહ તરેહનાં ફૂલવાળી.
કૃષિ ........ ....ખેતી.
કેકિની શારદા .........મોરની વાણી.
કેતકી ...............કેવડાનું ઝાડ.
કેતુમાળી ............ધજાઓની હારવાળી, મતલબ કે સદ્‌ગુણ રૂપી ધજાઓની હારવાળી.
કેશુ ............. .કેશુડાં.
કોટિશીર્ષા ...........કરોડમાથાંવાળો ઈશ્વર.

ખ

ખંજા ..............લુલા.

ગ

ગણ.................જથો. ત્રણ અક્ષરના જથાનું નામ એકગણ.
ગંધ દાનિકા............અતરદાની, ગુલાબદાની.
ગાઢ ............ ...મજબૂત.
ગી ...............ગિરા, વાણી.

ગુરૂ ................મોટો.
ગૂઢ ................ગુપ્ત, છાનું.
ગ્રાહી ................પકડીને.

ચ.

ચંદ્રવર્ત્મ................ચંદ્રનો રસ્તો.

છ.

છત ................દોલત.

જ.

જંગ................યુદ્ધ.
જનક ................પિતા.
જનની................માતા.
જ્ઞાતા ................જાણનાર.

ત.

તડવું................કોઈની પાછળ દોડવું.
તરલ નયન................ચપળ નેત્ર.
તામર નેન ................તાંબા જેવી રાતી આંખવાળું.
તાળ ................તાળી. છંદ બોલતાં જે અક્ષર ઉપર ટકોરો વગાડાય તે.
તિમિર ................અંધારૂં.
તુંગા ................ઊંચા, ઉદ્ધત.
તોટક................તૂટેલ.
ત્રાતા ................રક્ષણ કરનાર.

દ.

દાનિકા ................દેનારી.
દારા ................સ્ત્રી.
દિવા ................દિવસ.
દુઃખહારી ................દુઃખહરનાર.
દુર્મિલાપ................દુષ્ટમિલાપ.
દ્રુત વિલંબિત ................દોડવું અને ઊભા રહેવું.

## ધ.

ધરણીધર ............પરમેશ્વર.
ધિ ................બુદ્ધિ.

## ન.

નગ ................પર્વત.
નટ નાગર ............ઈશ્વર.
નય ................ નમ્રતા.
નવપલ્લવ ............ નવાં પાંદડાં.
નષ્ટ ...............પોવાએલું.
નળ ................રામનો શુભટ વાનરો હતો.
નિધાન ..............ભંડાર.
નિધિ ...............સમુદ્ર.
નિમિષ ..............અલ્પ કાળ.
નિરક્ષર .............વગર ભણેલો.
નિશિપાળ ............રાતે ચોકી કરનાર.

## પ.

પટ.................લૂગડું.
પદ.......... ......પગ, છંદનો ચોથો ભાગ, પદવી.
પય.................દૂધ.
પરિતુષ્ટ .............પ્રસન્ન.
પિંગળ...............એ નામના મુનિએ રચેલું શાસ્ત્ર.
પુંજ ..... .........ઢગલો.
પુષ્પિતાગ્રા ...........ટીશીઓ ઉપર ફૂલવાળો વેલો.
પ્રણામી .............પ્રણામ કરનાર.
પ્રભાવતી ............કાંતિવાળી.
પ્રમિતાક્ષરા ..........થોડા અક્ષરવાળી.
પ્રસ્તાર..............વિસ્તાર.
પ્રિયંવદા .............વહાલું બોલનારી.

## પ.

ફસવું ................બંધનમાં આવવું.

## બ.

બાપ્પુ..................ગૃહસ્થ.

બિંદુ ..................મીડું, છાંટો.

## ભ.

ભગની ................બેન.
ભવદેવ ................શિવ.
ભામો............. ......ભ્રમણા.
ભારતિ ................સરસ્વતી.
ભ્રમરાવળો ............ભમરાની પંક્તિ.
ભ્રાતા ( ભ્રાત )..........ભાઈ.

## મ.

મજરો ................સલામ.
મણિબંધ................હાથનું કાંડું.
મત્ત ગયંદ ............મચેલો હાથી.
મંદાક્રાંતા..............ગાંડી અને ગભરાએલી, અથવા હળવી ને ઉતાવળી.
મધુ ..................મીઠાશ.
મર્કટી..................માંકડાની માદા.
મલ્લિકા ................એક જાતના ફૂલનું ઝાડ.
માણવકાક્રીડ............બાળકની રમત.
મુક્ત ..................બંધન રહિત.
મુદમાતા................આનંદમાં મસ્ત.
મુનિશેખર ............ઋષિનો તોર, અથવા ઋષિનો ઉપરી.
મૌક્તિકદામ..............મોતીની માળા.

## ય.

યથા ..................જેમ.

## ર.

રથોદ્ધતા ............ ગાડીનું અભિમાન.
રંભા...............અપ્સરા.
રસરાતા............ નવરસથી રંગાએલા ઈશ્વર.

## લ.

લઘુ............ ...નાનો.
લત............ ...ટેવ, વ્યસન,છંદ—લતલાગવી.
લતા..............વેલો.
લલિત ............સુંદર.

## વ.

વદન ..............મોહું.
વલ્લી ..............વેલો.
વંશસ્થ....... ......વંશમાં રહેનાર.
વસંતતિલકા...........વસંતરૂતુના તિલકવાળી.
વારિ...............પાણી.
વાસર..............દિવસ.
વિદારવું ............કાપવું.
વિદ્યુનમાળા........ ...વીજળીનો જથો.
વિધાતા .............ધારણકરનાર, પરમેશ્વર.
વિમોહા .. ........ ..મોહપામેલી.
વિરતિ............ વિશ્રામ.
વિલાસી .......... ..ખેલ કરનાર.
વૃત્ત ..............છંદ. સંસ્કૃતમાં અક્ષરની સંખ્યાના કાવ્યને છંદ કહેછે. જેમકે બારબાર અક્ષરના ચરણવાળા જેટલા પ્રકારના કાવ્ય હોય તે બધાને જગતિ છંદ કહેછે. અને તેમાં ગુરૂ લઘુના નિયમથી ફેરફાર થાય, જેમકે

ભુજંગી, મોતીદામ, તોટક, ઇત્યાદિ વૃત્ત કહેવાયછે. જેમ એક જાતિમાં ૮૪ અથવા તેથી વધારે નાતો હોયછે તેમજ એક છંદના અનેક વૃત્ત હોયછે. વૃજ ભાષાના પિંગળોમાં વૃત્તનું નામ છંદ લખ્યુંછે. માટે આ પિંગળમાં પણ તેમજ રાખ્યુંછે.

વૈશ્વદેવી .... .........નિત્ય હોમ કરવાવાળો.
વ્યંડળ .. ........... હીજડો.

શ.

શર ...............બાણ.
શશક ............... સસલું.
શાલિની ........... વિશાળ.
શિખરિણી .. ........પર્વત.
શિખા ............... ચોટલી.
શિશુ...............બાળક.
શુચિ...............શુદ્ધિ, તાળો મેળવવો તે.
શૃણી...............માળા.
શૈલ..............પર્વત.
શ્રવણ ............... કાન.
શ્રી ............... લક્ષ્મી, શોભા.

સ.

સંગતિકા.............સોબતી.
સદ્ય...............તરત.
સમાનિકા . .......... બરાબરની.
સમૂહી..............જથાવાળો.
સલિતા ............નદી.
સલુણી ............. રશીલી.
સવિતા ............... સૂર્ય.
સાગ્રા..............ટીશીઓ સુદ્ધાં.
સારંગી ............... સારા અંગવાળું.

સેનિકા ................ફોજવાળા.

સ્રગ્ધરા }
સ્રગ્વિણી } ...........માળાવાળી.

સ્વાગતા ...............સારીરીતે આવેલી.

હ.

હરક ..................હરનાર.

હરા ..................પાર્વતી.

હરિ રસ...............પરમેશ્વરના કીર્તનનો રસ.

હંસી.................હંસની માદા.

હુતાશન ..............અગ્નિ.

